# આરતી

## ટૂંકી વાર્તાઓનો સંગ્રહ

સુરેશ ગાંધી

પ્રકાશક
" નવચેતન " કાર્યાલય
૧૦, પોલોક સ્ટ્રીટ, કલકત્તા

# સવિનય લખવાનું કે,

ટૂંકી વાર્તાના પ્રતિભાશાળી સર્જક ગણાવાની ઇચ્છાથી નહિ, પણ 'નવચેતન'માં છપાયા પછી એને જે લોકાદર મળ્યો, તેને વશ થઈને થોડીક વાર્તાઓ વીણી વીણીને મેં અહીં એકઠી કરી છે.

પુરોગામીઓનું ઋણ તો આપણા સર્વશ્રેષ્ઠ નવલિકાકાર 'ધૂમકેતુ' એ પણ સ્વીકાર્યું છે; એટલે એ સ્વીકારવામાં મને પણ સંકોચ શા માટે થવો જોઇએ ?

બધી વાર્તાઓને સર્વશ્રેષ્ઠ કહેવડાવવાની હોંશ તો ઘણી યે હતી–ને એ માટે મહેનત પણ કાંઇ ઓછી નહોતી કરી ! છતાં કચાશ પુષ્કળ રહી ગઇ છે. અહીં પણ હું 'પુરોગામીઓનાં ઋણુ'ને આગળ કરૂં તો વાંધો નથી ને ?

સુરેશ ગાંધી

# અનુક્રમ





# કુસુમા

---

કુસુમાએ વહેલાંવહેલાં ઉઠીને સ્નાન કરી લીધું. પછી ટ્રંકમાંથી તેનાં સુંદરમાં સુંદર વસ્ત્રો કાઢી તે તેના યુવાનીથી ખીલતા શરીર ઉપર સજવા લાગી. આજ તેના અંતરનો આનંદ ઉભરાઇ જતો હતો અને જાણે કોઇ નવોઢા તેના પ્રિયતમનાં પ્રથમ દર્શને જતી હોય એટલો ઉમંગ તેને થતો હતો. વસ્ત્રો પહેરી લીધા પછી તેણે ભાલમાં કુંકુમનો ચાંદલો કર્યો અને તેના સુંવાળા રેશમી વાળથી ચકમકતી વેણીમાં માલણે લાવી આપેલાં તાજાં પલાશનાં ફુલ ગુંથી લીધાં. તેના વદન ઉપર ઉલ્લાસ માતો નહોતો અને દરેક પળે તેના રતુભડા ગાલ ઉપર આછા આનંદની સ્મિતરેખાઓ ફુટતી હતી.

શલેપ બાબુ આરામચેર ઉપર પડયા પડયા તેની આ યુવાન પત્નીને અહીંથી તહીં દોડતી, ઘડીમાં આરસીમાં જોતી, તો ઘડીમાં જરમની દાંતીયા વતી તેના સુંદર વાળનાં ગુચ્છાને મોહક છટામાં હોળતી જોઇ રહ્યા હતા. શલેપ બાબુએ એક ખોંખારો ખાર્યો, એક ઉંચો શ્વાસ લીધો અને પછી બાજુમાં પડેલું ગોલ્ડફ્લેક સીગારેટનું પાકીટ ઉંચકી તેમાંથી સીગારેટ કાઢી હવામાં ધુમાડાના ગોટા ફેંકવા લાગ્યા.

થોડીવારમાં કુસુમા સજ્જ થઇ, હાથમાં માલણે લાવી આપેલાં, તાજાં ગુલાબ, ને બોરસલ્લી ને પારીજાતકથી ખીચોખીચ ભરેલી છાબડી લઇ, હળવી મંદ ચાલે શલેપ બાબુ પાસેથી નીકળી અને દ્વાર પાસે ગઇ.

## ( ૨ )

'ક્યાં ચાલી કુસુમા ?' આરામ ખુરશી ઉપર પડ્યાં પડ્યાં શૈલેષ બાબુએ પૂછ્યું. કુસુમા આમ તેની રજા લીધા વગર બહાર ગમે ત્યાં જાય એ તેને ન રૂચ્યું.

'કેમ વળી ? દેવ દર્શને' કુસુમાએ આછા સ્મિતથી તેના રતુભડા ગાલ ઉપર ગુલાબી સુરખી ફેલાવતાં કહ્યું.' 'આજ તો શિવરાત્રી, સ્વામી, ઉમાપતિના ચરણે કુસુમોનો અર્ઘ્ય ધરવા જાઉં છું.'

'તારે તો દરરોજ દેવદર્શને જવું ખરૂં ને ?' શૈલેષનાથે કુસુમાની મીઠી ઝાટકણી કાઢતાં કહ્યું: 'મને લાગે છે કે ઉમાપતિ, તારી આ સેવાના બદલામાં તને આખો કૈલાસ ઉંચકીને દઈ દેશે.' આ વેળા શૈલેષ બાબુ મોટેથી હસ્યા, ત્યારે વૃધ્ધાવસ્થાને લીધે તેના ગાલમાં ખાડા પડ્યા અને તેનો આગલો ગળેલ દાંત ઈંદ્રના વજ્રની જેમ બહાર ડોકાવા લાગ્યો. કુસુમાએ શૈલેષ બાબુ તરફ એક દ્રષ્ટિ નાખી જોયું. એ હજુ મોટેથી હસતા હતા. આ ઘરડા બબુચકની આમ હસવાની ટેવ તેનાથી ન ખમાઈ. અંતરમાં એક પ્રકારનો ધિક્કાર પેદા થયો. તેણે કહ્યું: 'સેવા અને સાધના જરૂર ફળે છે. સ્વામી, ભગવાન ચંદ્રમૌલી ભલે કૈલાસ ન આપી દે, તેમના ચરણે સ્થાન આપશે તોપણ આ સંસા-રની પારાવારતામાંથી તરી જઈશ.' તેણે અહીં ફરી વાર પેલું આછું સ્મિત કર્યું; પણ એ સ્મિતમાં નર્યો તિરસ્કાર હતો. ધુમાડાના ગોટા વચ્ચેથી શૈલેષ બાબુ એ જોઈ ન શક્યા.

કુસુમાએ દ્વાર ઉઘાડી નાખ્યું, અને કટકટ દાદરો ઉતરવા લાગી. શૈલેષ બાબુ તેને જતી જોઈ, મોટો ઘાંટો કાઢી બોલ્યા: 'કુસુમા, તારા ભગવાનને પ્રસન્ન કરવા ભલે જા, પણ જરા વહેલી આવજે હોં, મારે પેઢીએ જવાનું મોડું થાય છે.'

'એ...હો !' કુસુમાનો છેલ્લો ટહુકાર સંભળાયો અને શૈલેષ બાબુએ સળગતી સીગારેટ ફેંકી દીધી. અનેક કલ્પનાઓ

વચ્ચેથી તેનું ચિત્ત પસાર થઈ ગયું હતું. પછી એ મોટેથી હસી પડ્યા. એ હાસ્યમાં નરી ભયંકરતા હતી, સ્મશાનમાંથી મુડદાં ઉભાં થઇ જે રીતે હસે છે, એમ શેઠ બાબુ હસતા હતા. તેની વૃદ્ધાવસ્થાની અશક્તિ ક્યાંક ઉડી ગઈ. તેમણે એક ખુંખારો માર્યો, જરા મોટેથી એક દમ લીધો અને ઉભા થઇ કોટ અને સ્લીપર પહેરી લીધાં. પછી ઝટપટ દાદરો ઉતરી, જે દિશાએ કુસુમા જઇ રહી હતી, તેની પાછળ પાછળ પગલાં દાબતા માંડ્યાં.

કુસુમાએ ઉમાપતિના મંદિરમાં જઇ, ફુલોની છાબડી ઉછાળી દીધી. મસ્તીમાં આવી જોરથી ઘંટ વગાડ્યો, અને અર્ધ્યાંજલિ ધરી ન ધરી અને ત્યાંથી સપાટાબેર બહાર નીકળી ગઇ.

શહેરના ધોરી માર્ગો વટાવી એ છેક છેવાડે આવેલા એક નિર્જન બાગમાં પ્રવેશી. ગુલાબના છોડોની હારમાળા વટાવતી વટાવતી, આસોપાલવની ઘીચ ઝાડીમાં આવીને ઉભી રહી. ત્યાં શેખર ઉભો હતો.

‘ કુસુમા, કુસુમા, ચાતકો જે નયને મેઘની વાટ જુએ છે, એમ તારી રાહ જોઇને હું ઉભો હતો. તારા સ્નેહની વર્ષાથી નવરાવી દે ઓ સૌંદર્ય જ્વાલા !’ કહી શેખરે કુસુમાને છાતી સાથે ભીંસી દીધી અને તેના હોઠ ઉપર, ગાલ ઉપર અને આંખો ઉપર અનેક સ્નેહચુંબન ચોડી દીધાં.

‘ પેલો બુઢ્ઢો બણુચક નીકળવા દે ત્યારે આવું ને ? કહી કુસુમા હસી પડી. ‘ એ મારી પાછળ પડછાયાની જેમ ભમે છે.’

‘ એને આપણા છૂપા પ્રણયસંબંધની ખબર છે કુસુમા ?’ શેખરે કુસુમા સાથે આસોપાલવ નીચે બેસતાં બેસતાં કહ્યું.

‘ ના, ના, એ તો મારા રૂપ પાછળ પાગલ છે. એ કહે છે કુસુમા તેં મારા ઘરને ઉજાળ્યું છે. મેં ત્રણ બૈરીઓ કરી, પણ તારા જેટલો કોઇનાથી સંતોષાયો નથી.’ અહીં ફરી વાર કુસુમાએ એક ધીમું હાસ્ય કર્યું અને તેની આંખમાં હર્ષનાં

બિન્દુઓ ગૂંથાઇ ગયાં.

શેખરે એ આંખો ચુમી લેતાં કહ્યું. " કુસુમા, પણ આમ કેટલા દિવસ ચાલશે ? તારા સ્નેહના અમૃતનું આમ થોડું થોડું પાન કરાવે એથી મને સંતોષ નથી થતો. મારે તો એ અમૃતનો ઝરો આખો યે મારો કરવો છે "

" આવતા શનિવાર સુધી રાહ જોઇ લે, પછીથી હું તારી છું. હું તારી સાથે ચાલી નીકળીશ, અને પેલો બુઢ્ઢો બબૂચક ! હા ! હા ! " કહી કુસુમાએ એક મોટું અટ્ટહાસ્ય કર્યું. એ અટ્ટહાસ્ય સાથે સામેથી કોઈ બીજાનું અટ્ટહાસ્ય સંભળાયું. ઘાસમાં કોઇનાં પગલાં હળવે હાથે પડતાં હોય એમ સંભળાયું. કુસુમા ગભરાઇ ગઇ. તેના હૈયામાં થડકારો થયો !

" તેં પેલું અટ્ટહાસ્ય સાંભળ્યું શેખર ? સ્મશાનમાંથી મડદાંઓ ઉભાં થઇ એવું જ અટ્ટહાસ્ય કરે છે. એ મારા સ્વામીનું છે."

" આસોપાલવની કોઇ ઘટામાંથી ચીબરીએ પોકાર્યું હશે. કુસુમા, મિથ્યા ભ્રમણા ! તારા સ્વામીના તને ભણકારા વાગે છે ! " કહી શેખરે તેને તેના મજબુત બાહુપાશમાં ફરીવાર જકડી લીધી.

" ના, ના, હું એવી ડરપોક નથી. " શંકા આશંકાના વાતાવરણમાંથી સરતી કુસુમા બોલી. " પણ તેં પેલા પદઘોષ સાંભળ્યા ને ? મને એ કોઇ માનવીના લાગ્યા. "

" કોઇ શિઆળ ત્યાંથી દોડી ગયું હશે. આ રસ્તો વેરાન છે. " કહી શેખરે કુસુમાની હડપચી ઉંચી કરી. " બોલ હવે શનિવારે ચોક્કસ ! "

" હા, હા, પૂજારી પ્રભુમાં શ્રધ્ધા રાખે છે એ રીતે મારામાં શ્રધ્ધા રાખ. " કહી કુસુમા ત્યાંથી ઉભી થઇને ચાલી નીકળી.

* * *

કુસુમાએ પાછો ઘરમાં પગ મૂક્યો ત્યારે શશેપ બાબુ એ જ આરામખુરશી ઉપર પગ ટેકવી પડયા હતા, અને મોઢામાંથી

ગોલ્ડફ્લેકના ધુમાડાના ગોટેગોટા નીકળી આમતેમ વર્તુલો રચતા હતા. કુસુમાનો ભ્રમ ભાંગી ગયો.

શૈલેષ બાબુએ પહેલો પ્રશ્ન એ જ કર્યો: 'દેવદર્શને જઇ આવી કુસુમા ?' અને તેમણે કુસુમા તરફથી દ્રષ્ટિ ફેરવી લીધી.

"હા, હા, કેમ તમને અદેખાઇ આવતી હશે." કુસુમાએ અર્ધ સ્મિત સાથે કહ્યું અને તેના ઓષ્ટ ઉપર રમતું અસત્ય છૂપાઇ ગયું.

'ઉમાપતિ પ્રસન્ન થયા કે નહિ ?' શૈલેષ બાબુએ ટોળમાં કહ્યું અને થોડુંક હસ્યા.

"શ્રધ્ધા અને સાધના કોઇનાં અફળ જતાં નથી." કુસુમાએ પોતાના ખાનગી ખંડમાં પ્રવેશતાં પ્રવેશતાં કહ્યું.

"ત્યારે તો જરૂર એમનું કૈલાસ શિખર આપી દેવાના" તેને વધુ ચીડવવાના હેતુથી શૈલેષ બાબુ બોલ્યા.

"કૈલાસ શિખર છો ન આપે. તેમના અંતરનો એક ખૂણો આપે તો યે બસ છે" અંતરમાં દાઝતી દાઝતી કુસુમા બોલી.

શૈલેષ બાબુ એ શબ્દોએ સળગી ઉઠયા.

* *

ઝટપટ કપડાં બદલાવી કુસુમા રાંધણીયામાં બેઠી. શૈલેષ બાબુ તેમની કલ્પનાસૃષ્ટિમાં સરી ગયા. તેમના અંતરમાં આગ સળગી હતી. વેર, વેર, વેર ! કુસુમાને શેખરની છાતી સાથે દબાઇને પડી પડી વાતો કરતી એ અત્યારે પણ તેમની નજર સામે જોઇ રહ્યા હતા.

શેખર તેને ચુંબનોથી નવરાવતો હતો. આંખો ઉપર, ગાલ ઉપર, આખા શરીર ઉપર, તેના સ્નેહની મહોર છપાતી તેણે જોઈ હતી. ઓહ્ ! ઓહ ! ઓહ્ ! તેના આખા શરીરમાં આગ લાગી ગઇ. આનો કાંઇ રસ્તો કરવો જ પડશે.

અને તે કેવું હસતી હતી ? તેની કુસુમા, તેની પ્રિયતમા,

બિન્દુઓ ગુંથાઇ ગયાં.

શેખરે એ આંખો ચુમી લેતાં કહ્યું. " કુસુમા, પણ આમ કેટલા દિવસ ચાલશે ? તારા સ્નેહના અમૃતનું આમ થોડું થોડું પાન કરાવે એથી મને સંતોષ નથી થતો. મારે તો એ અમૃતનો ઝરો આખો યે મારો કરવો છે "

" આવતા શનિવાર સુધી રાહ જોઇ લે, પછીથી હું તારી છું. હું તારી સાથે ચાલી નીકળીશ, અને પેલો બુઢ્ઢો બબૂચક ! હા ! હા ! " કહી કુસુમાએ એક મોટું અટ્ટહાસ્ય કર્યું. એ અટ્ટહાસ્ય સાથે સામેથી કોઈ બીજાનું અટ્ટહાસ્ય સંભળાયું. ઘાસમાં કોઇનાં પગલાં હળવે હાથે પડતાં હોય એમ સંભળાયું. કુસુમા ગભરાઇ ગઇ, તેના હૈયામાં થડકારો થયો !

" તેં પેલું અટ્ટહાસ્ય સાંભળ્યું શેખર ? સ્મશાનમાંથી મડદાંઓ ઉભાં થઇ એવું જ અટ્ટહાસ્ય કરે છે. એ મારા સ્વામીનું છે."

" આસોપાલવની કોઇ ઘટામાંથી ચીબરીએ પોકાર્યું હશે. કુસુમા, મિથ્યા ભ્રમણા ! તારા સ્વામીના તને ભણકારા વાગે છે ! " કહી શેખરે તેને તેના મજબુત બાહુપાશમાં ફરીવાર જકડી લીધી.

" ના, ના, હું એવી ડરપોક નથી. " શંકા આશંકાના વાતાવરણમાંથી સરતી કુસુમા બોલી. " પણ તેં પેલા પદઘોષ સાંભળ્યા ને ? મને એ કોઇ માનવીના લાગ્યા. "

" કોઇ શિઆળ ત્યાંથી દોડી ગયું હશે. આ રસ્તો વેરાન છે." કહી શેખરે કુસુમાની હડપચી ઉંચી કરી. " બોલ હવે શનિવારે ચોક્કસ ! "

" હા, હા, પૂજારી પ્રભુમાં શ્રધ્ધા રાખે છે એ રીતે મારામાં શ્રધ્ધા રાખ. " કહી કુસુમા ત્યાંથી ઉભી થઇને ચાલી નીકળી.

* * *

કુસુમાએ પાછો ઘરમાં પગ મૂકયો ત્યારે શૈલેષ બાબુ એ જ આરામખુરશી ઉપર પગ ટેકવી પડયા હતા, અને મોઢામાંથી

ગોલ્ડફ્લેકના ધુમાડાના ગોટેગોટા નીકળી આમતેમ વર્તુલો રચતા હતા. કુસુમાનો ભ્રમ ભાંગી ગયો.

શૈલેષ બાબુએ પહેલો પ્રશ્ન એ જ કર્યો: 'દેવદર્શને જઈ આવી કુસુમા?' અને તેમણે કુસુમા તરફથી દ્રષ્ટિ ફેરવી લીધી.

"હા, હા, કેમ તમને અદેખાઇ આવતી હશે." કુસુમાએ અર્ધ સ્મિત સાથે કહ્યું અને તેના ઓષ્ટ ઉપર રમતું અસત્ય છૂપાઇ ગયું.

'ઉમાપતિ પ્રસન્ન થયા કે નહિ?' શૈલેષ બાબુએ ટોળમાં કહ્યું અને થોડુંક હસ્યા.

"શ્રધ્ધા અને સાધના કોઇનાં અફળ જતાં નથી." કુસુમાએ પોતાના ખાનગી ખંડમાં પ્રવેશતાં પ્રવેશતાં કહ્યું.

"ત્યારે તો જરૂર એમનું કૈલાસ શિખર આપી દેવાના" તેને વધુ ચીડવવાના હેતુથી શૈલેષ બાબુ બોલ્યા.

"કૈલાસ શિખર છો ન આપે. તેમના અંતરનો એક ખૂણો આપે તો યે બસ છે" અંતરમાં દાઝતી દાઝતી કુસુમા બોલી.

શૈલેષ બાબુ એ શબ્દોએ સળગી ઉઠયા.

*　　　　*

ઝટપટ કપડાં બદલાવી કુસુમા રાંધણીયામાં બેઠી. શૈલેષ બાબુ તેમની કલ્પનાસૃષ્ટિમાં સરી ગયા. તેમના અંતરમાં આગ સળગી હતી. વેર, વેર, વેર! કુસુમાને શેખરની છાતી સાથે દબાઇને પડી પડી વાતો કરતી એ અત્યારે પણ તેમની નજર સામે જોઇ રહ્યા હતા.

શેખર તેને ચુંબનોથી નવરાવતો હતો. આંખો ઉપર, ગાલ ઉપર, આખા શરીર ઉપર, તેના સ્નેહની મહોર છપાતી તેણે જોઈ હતી. ઓહ્! ઓહ! ઓહ્! તેના આખા શરીરમાં આગ લાગી ગઇ. આનો કાંઇ રસ્તો કરવો જ પડશે.

અને તે કેવું હસતી હતી? તેની કુસુમા, તેની પ્રિયતમા,

તેની નાનકડી વહુરાણી ! મને બૂઠ્ઠો અણુઅક કહી કહીને એ હાંથી ફૂલાતી હતી, અને કહેતી હતી: હું શું જાણું ? હા, હા, હું બધું યે જાણું છું તું તારા સ્વામીને બેવફા થઇ છો.

શૈલેષ બાબુ ચૂપકીથી ઉભા થઇ ગયા અને પોતાના લખવાના ખંડમાં આવી એક કાગળ ઉપર જલ્દીથી લખ્યું:

'પ્રિય શેખર,'

શનિવારે હું નહિ આવી શકું. મને મળવું હોય તો શુક્રવારે રાતે બે વાગે મારા મકાનની પશ્ચિમ તરફની બારીએથી અંદર આવી શકીશ. હું દોરડાંની સગવડ કરીશ.

લિ: કુસુમા

ચીઠ્ઠી કવરમાં બીડી શૈલેષ બાબુ ઝટપટ દ્વાર પાસે ગયા. કુસુમાએ તેમને બહાર જતા જોયા, એટલે બોલી: " ક્યાં જાઓ છો સ્વામી ? "

' હા, હા, તું તારે રોટલી તૈયાર કર, હું હમણાં જ આવું છું કુસુમા. ' કહી તેમના ખાડા પડેલા ગાલમાં એક આછું સ્મિત ઉપસાવી શૈલેષ બાબુ બહાર નીકળી ગયા.

અડધા કલાક પછી જ્યારે ફરી વાર એમણે ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે તેમના વદન ઉપર ઉલ્લાસ સમાતો નહોતો અને કોઇ અપાર્થીવ સંતોષથી તેમનું હૈયું હસતું હતું. નવોઢા પત્નીને પ્રથમ મીલને જે આનંદ પુરૂષના હૃદયમાં થાય એવું જ કંઇક ભૂષ્ય શૈલેષ બાબુને થતું હતું.

શુક્રવારે કુસુમા આનંદના સાગરમાં ડોલતી હતી. શૈલેષ બાબુ એ જ તેમની જરીપુરાણી આરામખુરશી ઉપર બેસી ટાંટીયા હલાવતા હલાવતા બરમા સીગારનો દમ ખેંચતા હતા. હમણાં હમણાં ગોલ્ડફ્લેક છોડી તેમણે બરમા પસંદ કર્યા હતા.

કાલ તો શેખર સાથે નાસી જઇ નવા જીવનમાં પ્રવેશ કરવો છે એ વિચાર આવતાં કુસુમા કોઇ મધુર સ્વપ્નસૃષ્ટિમાં સરી જતી હતી. તેને વારંવાર પેલા આસોપાલવના વૃક્ષનું સ્મરણ થતું હતું. તેના નીચે શેખરની છાતી ઉપર પડી પડી જાણે તે અમૃતપાન કરી રહી હતી એવો અનુભવ તેને થયો.

શૈલેષ બાબુ આડી નજરે કુસુમાની હીલચાલ તરફ જોઇ રહ્યા હતા. કુસુમા આજ અસાધારણ ઉલ્લાસમાં ડોલતી હતી એ તેમણે જોઇ લીધું. એ કાલે નાસી જવું છે એ ધારણાથી બધી તૈયારી આગળથી કરી રહી હતી. પોતાના ટ્રંકમાંથી ઉંચામાં ઉંચાં વસ્ત્રો, જે તે પરણીને આવી ત્યારે લાવી હતી, તે એક પોટકીમાં બાંધી દીધાં. એ સાથે તેના ભારે કિંમતનાં આરસીકંકણ, ગળાનો ચંદ્રહાર, હીરાની નથ, અને કલકત્તાના મોટા ઝવેરી પાસેથી લીધેલા પાણીદાર હીરાના જડેલાં કાનના એરીંગ; એ બધા શૃંગારો પણ બાંધી લીધા. પછી પોતાના રૂપને, બાજુમાં પડેલી આરસીમાં વારંવાર જોવા લાગી. તેણે જરમની દાતીયો કાઢી વાળના ગુચ્છા કોઇ અનેરી છટાથી ગુંથી લીધા. ભાલમાં કંકુનો ચાંદલો કર્યો, અને વેણીમાં ખીલતાં પારિજાતક ગુંથી લીધાં. પછી પોતાનું રૂપ જોઇ એ હસી પડી. જાણે ઇન્દ્રની અપ્સરા જેવી અભિરામ એ લાગતી હતીઃ અને આ રૂપથી એ શું શું ન કરી શકે! એવો વિચાર તેને થયો. જ્યારે પરણીને પહેલી વાર તેણે આ ઘરમાં પગ દીધો હતો, ત્યારે પણ તે આટલી જોબનવંતી અને સ્વરૂપવંતી નહોતી લાગતી, અને આ બધા રૂપનો અર્ઘ્ય શેખરના સ્નેહાળ અંતરનો માત્ર એક ખૂણો મેળવવા એ તેના ચરણમાં ધરાવી રહી હતી, એ વિચાર આવતાં એ કોઇ મધુર, સુવાસિત સ્વપ્નલહરી સાથે ઉડી દિવ્ય કલ્પનામાં વિહરવા લાગી.

શૈલેષ બાબુએ કુસુમાના આ બધા આનંદને પરિમેષ જોઇ એક મોટું બગાસું ખાધું અને પછી જરા જોરથી હસી, ખુરશી

ઉપરથી ઉઠી, બહાર ચાલ્યા ગયા. કુસુમાના હૃદયમાં એથી થોડુંક દુઃખ થયું.

* * *

શનિવારે પ્રભાતમાં હજી તો પથારીમાંથી ઉઠી પણ નહોતી ત્યાં શૈલેષ બાબુ વ્હેલા વ્હેલા તેના ખાનગી ઓરડામાં આવ્યા. ત્યારે તેમના વદન ઉપર ઉલ્લાસની રેખાઓ ચમકતી હતી અને મોઢાં ઉપર આછો સંતોષ ફેલાયો હતો.

'આવી રમણીય સવારે તને શે સુઇ રહેવું ગમે છે કુસુમા?' શૈલેષ બાબુએ આવતાંવેંત કહ્યું.

'મને તો સુતાં સુતાં ગલગલીયાં થાય છે. શિયાળાની આ ઠંડીમાં પથારીની હુંફ હું તો ન છોડું.' કુસુમા હસતી હસતી બોલી.

'હું તો આજ ખૂબ જ વહેલો ઉઠેલો.' શૈલેષ બાબુએ દૃષ્ટિ ફેરવી લઇ કહ્યું.

'તમે?' સાશ્ચર્ય કુસુમા બોલી અને તેણે સ્વામીના મોઢાં ઉપર ઉજાગરાનાં ચિન્હ જોયાં. એ શંકાઆશંકાના વાતાવરણમાં લપેટાઇ ગઇ.

'હા, હા, પથારી મને ખૂંચની હતી; એટલે થયું કે લાવ બજારમાં લટાર મારી આવું અને—અને તારે માટે એક સુંદર વસ્તુ લેતો આવ્યો.'

'કોઇ કીંમતી ચંદ્રહાર હશે,' આછા સ્મિત સાથે કુસુમા બોલી અને પથારીમાંથી બહાર આવી અને વસ્ત્રો ઠીક કર્યાં. બાજુમાં પડેલી આરસીમાં જોઇ ફરી વાર એક મધુર, અસ્ફુટ હાસ્ય તેના ગાલ ઉપર વેરાઇ ગયું.

"હા. એ હાર તું ગળે લગાડી એવી શોભી ઉઠીશ કે જાણે સૌંદર્યબાલા!' શૈલેષ બાબુએ વ્યંગમાં એટલું બોલી મૌન સેવ્યું.

કુસુમાએ સ્વામીના મોં ઉપર એક વિસ્મિત દ્રષ્ટિ નાખી પછી ગંભીર બની બોલી: 'ત્યારે મારે એ જોવો જ પડશે' 'હા, ચાલ' કહી શૈલેષ બાબુ આગળ ચાલ્યા. કુસુમા સ્વામીને અનુસરી. પશ્ચિમની બારી પાસે આવેલા પોતાના અભ્યાસખંડમાં શૈલેષ બાબુ કુસુમાને ખેંચી ગયા. ત્યાં એક મોટો પલંગ પડ્યો હતો. એ ઉપર કોઇ સૂતેલું હતું, પણ તેના ઉપર સફેદ ચાદર ઓઢાડેલી હોવાથી એનું મોઢું જોઇ શકાતું ન હતું.

કુસુમા પલંગ પાસે આવીને ઉભી રહી. શૈલેષ બાબુએ એક આંચકા સાથે પેલા માણસ ઉપર ઢાંકેલી ચાદર દૂર કરી. એ બોલ્યા: 'તારો ચંદ્રહાર ગળે લગાડી લે કુસુમા!'

એક ચીસ સાથે કુસુમા પલંગ ઉપર પછડાઇ ગઇ. એ તેનો પ્રિયતમ શેખર હતો! એ મરેલો પડ્યો હતો! તેની આંખો બીડાઇ ગઇ હતી, અને તેની છાતીમાં એક અણીદાર ખંજર ખોસેલું હતું! છાતીમાં પડેલા ઘામાંથી લોહી ટપકી ટપકીને પલંગ ઉપર બીછાવેલા રેશમી ગાદલામાં એક મોટુ ખાબોચીયું ભરાયેલું હતું.

કોઇ ઉન્માદિની જેમ પોતાના વાળ પીંખી નાખી કુસુમા ફરી વાર એ મડદાંની છાતી ઉપર પડી, અને ચોધાર આંસુએ રડતી રડતી બોલી: 'શેખર! ઓ મારા પ્રાણ!'

પણ શેખરના સ્નેહાળ અવાજને બદલે શૈલેષ બાબુ જોરથી હસતા હતા, અને તેમનું અટ્ટહાસ્ય સ્મશાનમાં જે રીતે મડદાંઓ ઉઠીને હસે છે એવું ભયંકર હતું!



કુસુમાએ સ્વામીના મોં ઉપર એક વિસ્મિત દ્રષ્ટિ નાખી પછી ગંભીર બની બોલી: 'ત્યારે મારે એ જોવો જ પડશે'

'હા, ચાલ' કહી શૈલેષ બાબુ આગળ ચાલ્યા. કુસુમા સ્વામીને અનુસરી. પશ્ચિમની બારી પાસે આવેલા પોતાના અભ્યાસખંડમાં શૈલેષ બાબુ કુસુમાને ખેંચી ગયા. ત્યાં એક મોટો પલંગ પડ્યો હતો. એ ઉપર કોઇ સૂતેલું હતું, પણ તેના ઉપર સફેદ ચાદર ઓઢાડેલી હોવાથી એનું મોઢું જોઇ શકાતું ન હતું.

કુસુમા પલંગ પાસે આવીને ઉભી રહી. શૈલેષ બાબુએ એક આંચકા સાથે પેલા માણસ ઉપર ઢાંકેલી ચાદર દૂર કરી. એ બોલ્યા: 'તારો ચંદ્રહાર ગળે લગાડી લે કુસુમા!'

એક ચીસ સાથે કુસુમા પલંગ ઉપર પછડાઇ ગઇ. એ તેનો પ્રિયતમ શેખર હતો! એ મરેલો પડ્યો હતો! તેની આંખો બીડાઇ ગઇ હતી, અને તેની છાતીમાં એક અણીદાર ખંજર ખોસેલું હતું! છાતીમાં પડેલા ઘામાંથી લોહી ટપકી ટપકીને પલંગ ઉપર બીછાવેલા રેશમી ગાદલામાં એક મોટું ખાબોચીયું ભરાયેલું હતું.

કોઇ ઉન્માદિની જેમ પોતાના વાળ પીંખી નાખી કુસુમા ફરી વાર એ મડદાંની છાતી ઉપર પડી, અને ચોધાર આંસુએ રડતી રડતી બોલી: 'શેખર! ઓ મારા પ્રાણ!'

પણ શેખરના સ્નેહાળ અવાજને બદલે શૈલેષ બાબુ જોરથી હસતા હતા, અને તેમનું અટ્ટહાસ્ય શ્મશાનમાં જે રીતે મડદાંઓ ઉઠીને હસે છે એવું ભયંકર હતું!



ઉપરથી ઉઠી, બહાર ચાલ્યા ગયા. કુસુમાના હૃદયમાં એથી થોડુંક દુઃખ થયું.

* *

શનિવારે પ્રભાતમાં હજી તો પથારીમાંથી ઉઠી પણ નહોતી ત્યાં શૈલેષ બાબુ વ્હેલા વ્હેલા તેના ખાનગી ઓરડામાં આવ્યા. ત્યારે તેમના વદન ઉપર ઉલ્લાસની રેખાઓ ચમકતી હતી અને મોઢાં ઉપર આછો સંતોષ ફેલાયો હતો.

'આવી રમણીય સવારે તને શું સૂઈ રહેવું ગમે છે કુસુમા?' શૈલેષ બાબુએ આવતાવેંત કહ્યું.

'મને તો સુતાં સુતાં ગલગલીયાં થાય છે. શિયાળાની આ ટાઢીમાં પથારીની હુંફ હું તો ન છોડું.' કુસુમા હસતી હસતી બોલી.

'હું તો આજ ખૂબ જ વહેલો ઉઠેલો.' શૈલેષ બાબુએ દૃષ્ટિ ફેરવી લઈ કહ્યું.

'તમે?' આશ્ચર્ય કુસુમા બોલી અને તેણે સ્વામીના મોઢાં ઉપર ઉજાગરાનાં ચિન્હ જોયાં. એ શંકાઆશંકાના વાતાવરણમાં લપેટાઈ ગઈ.

'હા, હા, પથારી મને ખુંચતી હતી; એટલે થયું કે લાવ બજારમાં લટાર મારી આવું અને—અને તારે માટે એક સુંદર વસ્તુ લેતો આવ્યો.'

'કોઈ કીંમતી ચંદ્રહાર હશે.' આછા સ્મિત સાથે કુસુમા બોલી અને પથારીમાંથી બહાર આવી અને વસ્ત્રો ઠીક કર્યાં. બાજુમાં પડેલી આરસીમાં જોઈ ફરી વાર એક મધુર, અસ્ફુટ હાસ્ય તેના ગાલ ઉપર વેરાઈ ગયું.

"હા. એ હાર તું ગળે લગાડી એવી શોભી ઉઠીશ કે જાણે સાંદ્ર જ્યોત્સ્ના!' શૈલેષ બાબુએ વ્યંગમાં એટલું બોલી મૌન સેવ્યું.

કુસુમાએ સ્વામીના મોં ઉપર એક વિસ્મિત દ્રષ્ટિ નાખી પછી ગંભીર બની બોલી: 'ત્યારે મારે એ જોવો જ પડશે' 'હા, ચાલ' કહી શૈલેષ બાબુ આગળ ચાલ્યા. કુસુમા સ્વામીને અનુસરી. પશ્ચિમની બારી પાસે આવેલા પોતાના અભ્યાસખંડમાં શૈલેષ બાબુ કુસુમાને ખેંચી ગયા. ત્યાં એક મોટો પલંગ પડયો હતો. એ ઉપર કોઇ સૂતેલું હતું, પણ તેના ઉપર સફેદ ચાદર ઓઢાડેલી હોવાથી એનું મોઢું જોઇ શકાતું ન હતું.

કુસુમા પલંગ પાસે આવીને ઉભી રહી. શૈલેષ બાબુએ એક આંચકા સાથે પેલા માણસ ઉપર ઢાંકેલી ચાદર દૂર કરી. એ બોલ્યા: 'તારો ચંદ્રહાર ગળે લગાડી લે કુસુમા!'

એક ચીસ સાથે કુસુમા પલંગ ઉપર પછડાઇ ગઇ. એ તેનો પ્રિયતમ શેખર હતો! એ મરેલો પડયો હતો! તેની આંખો બીડાઇ ગઇ હતી, અને તેની છાતીમાં એક અણીદાર ખંજર ખોસેલું હતું! છાતીમાં પડેલા ઘામાંથી લોહી ટપકી ટપકીને પલંગ ઉપર બીછાવેલા રેશમી ગાદલામાં એક મોટું ખાબોચીયું ભરાયેલું હતું.

કોઇ ઉન્માદિની જેમ પોતાના વાળ પીંખી નાખી કુસુમા ફરી વાર એ મડદાંની છાતી ઉપર પડી, અને ચોધાર આંસુએ રડતી રડતી બોલી: 'શેખર! ઓ મારા પ્રાણ!'

પણ શેખરના સ્નેહાળ અવાજને બદલે શૈલેષ બાબુ જોરથી હસતા હતા, અને તેમનું અટ્ટહાસ્ય શ્મશાનમાં જે રીતે મડદાંઓ ઉઠીને હસે છે એવું ભયંકર હતું!



ઉપરથી ઉઠી, બહાર ચાલ્યા ગયા. કુસુમાના હૃદયમાં એથી થોડુંક દુઃખ થયું.

* * *

શનિવારે પ્રભાતમાં હજી તો પથારીમાંથી ઉઠી પણ નહોતી ત્યાં શૈલેષ બાબુ વ્હેલા વ્હેલા તેના ખાનગી ઓરડામાં આવ્યા. ત્યારે તેમના વદન ઉપર ઉલ્લાસની રેખાઓ ચમકતી હતી અને મોઢાં ઉપર આછો સંતોષ ફેલાયો હતો.

'આવી રમણીય સવારે તને શે સુઇ રહેવું ગમે છે કુસુમા?' શૈલેષ બાબુએ આવતાંવેંત કહ્યું.

'મને તો સુતાં સુતાં ગલગલીયાં થાય છે. શિયાળાની આ ટંડીમાં પથારીની હુંફ હું તો ન છોડું.' કુસુમા હસતી હસતી બોલી.

'હું તો આજ ખૂબ જ વહેલો ઉઠેલો.' શૈલેષ બાબુએ દ્રષ્ટિ ફેરવી લઇ કહ્યું.

'તમે?' આશ્ચર્ય કુસુમા બોલી અને તેણે સ્વામીના મોઢાં ઉપર ઉજાગરાનાં ચિન્હ જોયાં. એ શંકાઆશંકાના વાતાવરણમાં લપેટાઇ ગઇ.

'હા, હા, પથારી મને ખૂંચતી હતી; એટલે થયું કે લાવ બજારમાં લટાર મારી આવું અને–અને તારે માટે એક સુંદર વસ્તુ લેતો આવ્યો.'

'કોઇ કીંમતી ચંદ્રહાર હશે.' આછા સ્મિત સાથે કુસુમા બોલી અને પથારીમાંથી બહાર આવી અને વસ્ત્રો ઠીક કર્યાં. બાજુમાં પડેલી આરસીમાં જોઇ ફરી વાર એક મધુર, અસ્ફુટ હાસ્ય તેના ગાલ ઉપર વેરાઇ ગયું.

" હા. એ હાર તું ગળે લગાડી એવી શોભી ઉઠીશ કે જાણે સાંઠજ્યાલા!' શૈલેષ બાબુએ વ્યંગમાં એટલું બોલી મૌન સેવ્યું.

કુસુમાએ સ્વામીના મોં ઉપર એક વિસ્મિત દૃષ્ટિ નાખી પછી ગંભીર બની બોલી: 'ત્યારે મારે એ જોવો જ પડશે'

'હા, ચાલ' કહી શૈલેષ બાબુ આગળ ચાલ્યા. કુસુમા સ્વામીને અનુસરી. પશ્ચિમની બારી પાસે આવેલા પોતાના અભ્યાસખંડમાં શૈલેષ બાબુ કુસુમાને ખેંચી ગયા. ત્યાં એક મોટો પલંગ પડયો હતો. એ ઉપર કોઇ સૂતેલું હતું, પણ તેના ઉપર સફેદ ચાદર ઓઢાડેલી હોવાથી એનું મોઢું જોઇ શકાતું ન હતું.

કુસુમા પલંગ પાસે આવીને ઉભી રહી. શૈલેષ બાબુએ એક આંચકા સાથે પેલા માણસ ઉપર ઢાંકેલી ચાદર દૂર કરી. એ બોલ્યા: 'તારો ચંદ્રહાર ગળે લગાડી લે કુસુમા!'

એક ચીસ સાથે કુસુમા પલંગ ઉપર પછડાઇ ગઇ. એ તેનો પ્રિયતમ શેખર હતો! એ મરેલો પડયો હતો! તેની આંખો બીડાઇ ગઇ હતી, અને તેની છાતીમાં એક અણીદાર ખંજર ખોસેલું હતું! છાતીમાં પડેલા ઘામાંથી લોહી ટપકી ટપકીને પલંગ ઉપર બીછાવેલા રેશમી ગાદલામાં એક મોટું ખાબોચીયું ભરાયેલું હતું.

કોઇ ઉન્માદિની જેમ પોતાના વાળ પીંખી નાખી કુસુમા ફરી વાર એ મડદાંની છાતી ઉપર પડી, અને ચોધાર આંસુએ રડતી રડતી બોલી: 'શેખર! ઓ મારા પ્રાણ!'

પણ શેખરના સ્નેહાળ અવાજને બદલે શૈલેષ બાબુ જોરથી હસતા હતા, અને તેમનું અટ્ટહાસ્ય સ્મશાનમાં જે રીતે મડદાંઓ ઉઠીને હસે છે એવું ભયંકર હતું!



# આયા

'હવે તેનું શું થશે ?' નીલકંઠે ભયગ્રસ્ત ચહેરો કરી મને પૂછ્યું.

'હું સમજી શકું છું કે આનો એક પણ ઉપાય નથી, છતાં મને એમ જ થયા કરે છે કે આનું થશે શું ?' ફરી વાર તેની મોટી આંખો મીંચી તેણે મારા તરફ દ્રષ્ટિ કરી.

મેં કહ્યું: 'મારી કલ્પનાશક્તિ એનો નિર્ણય લાવી શકતી નથી.' અને પછી નીલકંઠ મૌન ધરી બેસી રહ્યો.

અમે ચારૂલતા વિષે વાતો કરતા હતા. હું ચારૂલતાની બાને ઓળખું છું. સ્વભાવે મીલનસાર અને ઘણાં માયાળુ છે. અમે લગભગ પાડોશીઓ જેવા જ છીએ. કારણ ચારૂલતા મારાથી થોડે જ છેટે રહે છે. એના પિતા શશિમોહન સીવીલ મીલટરીમાં મૅજરની જગ્યા પર છે, અને તેમના ઘરની સ્થિતિ સારી છે. શશિમોહન બાબુનું ઘર સંસ્કારી છે. કુટુંબનાં બધાં માણસોમાં ઉચ્ચ સંસ્કારોનું બીજારોપણ પહેલેથી જ થયું છે. લગભગ આજ આઠ વર્ષથી શશિમોહન બાબુ સાથે મારે મૈત્રી છે, એટલે મારો અને તેમનો જીવ મળી ગયો છે.

મારે એક પણ બાળક નથી, એટલે ચારૂલતા મને ગમે છે. તેનું વય લગભગ પાંચનું હશે, છતાં મને ચારૂ સાથે મૈત્રી બાંધવી ગમે છે. જ્યારે જુઓ ત્યારે એ પ્રસન્ન અને આનંદ-મુખી જણાયા વગર નથી રહેતી. મને આવેલો જોઇ એ ગાંડી

બની જાય છે. કાકા, કાકા, કહી આખા ઘરમાં મધુર રણકાર પાથરી દે છે. ચારૂલને જોઇને મારૂં અંતર વાત્સલ્યભાવથી ઉભરાઇ જાય છે. એ નાનકડી છોકરીને જોઇને હું મારાં દુન્યવી શોક અને ચિંતા ભૂલી જાઉં છું, અને જ્યારે ઘેર જાઉં છું, ત્યારે આ ટચુકડી બાળકીનું મધુ સ્મરણ સાથે લેતો જાઉં છું.

ચારૂલતા જન્મથી જ નબળા બાંધાની હતી, છતાં તેનું સૌંદર્ય વિશેષ હતું. એનું સ્મિતભર મોઢું જોઇને હું તાજાં ઉઘડેલાં શેફાલી ફૂલના સ્મરણે રાચું છું. એ ફુલ હજુ તેની કલાપાંખડીઓ ઉઘાડતું હતું અને મીઠી સૌરભથી મારા આત્માને મુગ્ધ કરતું હતું.



ઘરમાં ગૃહિણીને ખૂબ કામકાજ રહેતું. નોકર તો એક પણ નહોતો, એટલે ચારૂલતાના શારીરિક વિકાસ તરફ ઝાઝું ધ્યાન અપાતું નહિ. એ શું ખાય છે, શું પીએ છે, બહાર ક્યાં રખડે છે, કેવા સોબતીઓનો સંસર્ગ કરે છે, એ બધું જાણવાની કોઇને પડી નહોતી, એથી ચારૂલ દિવસે દિવસે નબળી પડતી જતી હતી. ગૃહિણીને આ બધું સાલતું. એ ઇચ્છતી કે તેનો બધો સમય ચારૂલના જીવનવિકાસ પાછળ ખર્ચાય, પણ અખૂટ કામ તેના માર્ગમાં પડયું હતું. એ બધામાંથી નિવૃત્તિ મળે તો જ એ ચારૂલ ઉપર વધુ ધ્યાન રાખી શકે.

'આપણે એક આયા રાખીએ તો?' એક દિવસ શશિમોહન બાબુએ ગૃહિણીને પૂછ્યું. 'ચારૂલ દિવસે દિવસે સુકાતી જાય છે. કદાચ આપણે ગફલતમાં રહીએ અને ચારૂલને ગુમાવી બેસીએ એવો ભય મને રહ્યા કરે છે.'

'મારી ક્યાં ના છે? હું તમને એ માટે કહેવાની જ હતી. આપણા ઘરમાં ક્યાં બીજાં છોકરાં છે? અને આયા હશે તો ચારૂલ એનું કહ્યું માનશે. એ જે કહેશે એ જ કરશે અને બહાર છોકરીઓ ભેળી રખડવા નહિ જાય.' ગૃહિણીની

સંમતી મળી.

'તારા ધ્યાનમાં એવી કોઇ આયા છે? શુધ્ધ અને સંસ્કારી હોવી જોઇએ. બહોળા અનુભવવાળી પણ ખરી અનેતેણે જીવન દરમ્યાન બાળકો ઉછેર્યાં હોવાં જોઇએ.' શશિમોહન બાબુએ કહયું.

'નંદી મારા ધ્યાનમાં આવે છે. એના વિષે મેં ઘણું ઘણું સાંભળ્યું છે અને બાળઉછેરમાં, એના જેટલી અનુભવી બીજી એક પણ નથી એવું પણ ઘણાં યે માણસોએ મને કહ્યું છે. મારી પસંદગી સર્વાંશે નંદી ઉપર છે.' ગૃહિણીએ સંતોષથી જવાબ આપ્યો.

"ત્યારે નંદીને જ એ કાર્ય સોંપો" શશિમોહન આટલું કહીને ત્યાંથી ચાલ્યા ગયા.

અને બીજા દિવસથી ચારૂલ નંદીના હાથમાં સોંપાઇ.

પણ મને નંદી જરા યે ગમતી નહોતી. તેનામાં સંસ્કારીતા જેવું કશુ યે નહોતું. એ જૂની નિશાળની વિદ્યાર્થીની હતી, તેનું વય લગભગ પંચાવનનું હશે.અને તેના વિચારો જુથી જૂની માન્યતાઓથી ભરપૂર હતા. ભૂત, પ્રેત, ડાકણ, શાકણ આદિ મેલી વિદ્યામાં એ ખૂબ પારંગત હતી, અને એવી વાતો બાળકોને કહી તેમને કાબુમાં રાખતાં એ શીખી હતી. બાળકોના જીવન અને શારીરિક વિકાસ માટે તેની પાસે નહિ જેવું જ્ઞાન અને અનુભવ હતાં. એટલે આયા તરીકે એ સર્વાંશે નિષ્ફળ હતી.

નંદીમાં શારીરિક વિકૃતિઓ પણ ઘણી હતી. તેની ઉંડી પેસી ગયેલી આંખોમાં એક જાતની ભયંકરતાની છાયા હતી, અને તેના મોઢા ઉપર મોટી વયને લીધે અસંખ્ય કાળી કરચલીઓ પડેલી હતી. નીબીડ અંધકારમાં આ સ્વરૂપમૂર્તિને કોઇએ જોઇ હોય તો જરૂર કોઇ ભૂતનો અવતાર માની લે. બાળકોને આવું મોઢું શે જોવું ગમે? એ વિચારે જ મને કમકમાં આવી ગયાં. વળી

નંદી વિષે મેં એકએ ઠેકાણેથી જાણવા જેવી વિગતો એકઠી કરી હતી. અત્યાર સુધીમાં એણે કેટલાં યે બાળકોનો જીવ લીધો હતો, કેટલાં ય બાળકોને માંયકાંકલા, રોગી, અને બીકણ બનાવી દીધાં હતાં. એટલે મને થયું કે જરૂર આ નંદી ચારૂલનું મૃત્યુ નજીક લાવશે.

કોઇ પણ રીતે નંદીને આ ઘરમાંથી ખસેડવાનો મેં નિશ્ચય કર્યો, કારણ મને ચારૂલ અત્યંત પ્રિય હતી, અને નંદી આમ વગર ન્હોતયું તેનું મૃત્યુ નજદીક લાવે એમ હું ઇચ્છતો નહોતો. વળી ચારૂલની શારીરિક સ્થિતિ પણ એવી જ હતી. આયા આવ્યા પછી પણ એમાં કોઇ જાતનો સુધારો થયો નહોતો. ઉલ્ટી તે વધારે નબળી પડી ગઇ હતી, એમ તેનાં ફીક્કાં મોઢાં ઉપરથી હું સમજી શકતો હતો.

મેં ચારૂલની બાને આ બધી વિગતો જણાવવાનો નિર્ણય કર્યો; પણ બીજી જ પળે થયું કે એ મારૂં કહ્યું માનશે ? વળી નંદી એને અત્યંત પ્રિય હતી અને તેની પસંદગી સર્વાંશે તેના ઉપર ઉતરી હતી; પણ ચારૂલનું સ્મરણ પાછું અંતરમાં જાગ્યું. ચારૂલ વગર હું એક પણ દિવસ રહી નહોતો શકતો. તેનું નિર્દોષ કીલકીલાટ કરતું મોઢું જોયા વગર મને ચેન ન પડતું. એ ચારૂલની મને દયા આવી. આ ડાકણી નંદી પાસેથી એ ફુલને બચાવી લેવા મેં નિશ્ચય કર્યો.

એટલે એક દિવસ મારાથી ન રહેવાયું, અને બાને અમસ્તું જ કહ્યું " તમે હવે ચારૂલનું શું કરવા ધાર્યું છે ? તેના ખોળીયામાંથી પ્રાણ કાઢી લેવાનો વિચાર તો નથી કરતાં ? "

એ સહજ આશ્ચર્ય પામ્યાં, મારા તરફ ઝીણી આંખો કરી તેમણે સસ્મિત કહ્યું: " કેમ ? વળી ચારૂલને શું થયું છે ? " મારાથી હવે ન રહેવાયું. મેં કહ્યું ' ચારૂલ દિવસે દિવસે નબળી

પડતી જાય છે, એ માટે કાંઇ ઉપાય કેમ નથી લેતાં?' તેમણે મોટેથી એક અટ્ટહાસ્ય કર્યું અને કહ્યું "એ તો એમજ હોય. બચપણમાં દરેક બાળકની શારીરિક સ્થિતિ એવી જ હોય છે. એ માટે બહુ ચિંતા કરવાની જરૂર નથી. એ તો જેમ મોટાં થતાં જાય તેમ તેમના સ્નાયુઓ, અને અવયવોનો વિકાસ થતો જાય."

'પણ મને તમારી પેલી આયાનું મોઢું જ જોવું નથી ગમતું' મેં કહ્યું. એમણે ફરી વાર એવું બીજું અટ્ટહાસ્ય કર્યું. આમ કરવાની તેમને ટેવ જ હતી, એટલે મને માઠું ન લાગ્યું. પછી એમણે અનુભવીની ઢબે કહ્યું 'શેખર! તને આ આયામાં શ્રદ્ધા નથી, ખરૂં? પણ એના જેવી એક પણ કાર્યકુશળ અને બાળકોને ઉછેરવાનો બહોળો અનુભવ ધરાવતી બીજી આયા હું કોઇ પણ ઠેકાણે જોતી નથી, અને મારી ચારૂલને એ કેટલા સ્નેહ અને માયાથી રાખે છે? ખરેખર! નંદીને મેળવી હું મને ભાગ્યશાળી માનું છું.'

*　　　*　　　*

ચારૂલની બાના આ વિચારો સાંભળીને મને હસવું આવ્યું. એ કેટલાં ભોળાં અને શ્રદ્ધાળુ હતાં? તેમની મને દયા આવી; પણ નંદી ક્યાં ચારૂલને સ્નેહથી ઉછેરતી હતી? મારા અંતરમાં ચારૂલ માટે જે પ્રેમ, લાગણી અને ઊર્મિ હતાં એટલાં નંદીમાં ક્યાં હતાં? મને થયું કે હું જ ચારૂલની આયા બન્યો હોત તો? તો આજ ચારૂલ જે આટલી ક્ષીણ અને નબળી પડતી જતી હતી, એ કદી યે ન બનવા પામત! હું તો તેને હંમેશાં પ્રસન્ન અને ઉલ્લાસભરી રાખત. તેને પરિઓની અને રાજાઓની, આકાશ, તારા અને ગ્રહોની

વાર્તાઓ કહેત; અને એથી ચારૂલ હંમેશાં આનંદી બની રહેત. તેનામાં ચેતન અને ઉલ્લાસ ઉભરાઇ જાત.

હું ત્યાંથી ઉઠીને ઘેર ગયો અને પથારીમાં પડ્યો. મારી સ્વપ્નસૃષ્ટિમાં પેલી ટચુકડી ચારૂલ આવી અને ઉભી રહી. કેવી નિર્દોષ અને સૌમ્ય? અને તેને મુખે પ્રગટતા સ્મિતમાં કેવા નિર્દોષ કાવ્યોનો પમરાટ હતો? એ સુંદર પણ કેટલી હતી? નર્મદાના સંગેમરમરમાંથી ઘડીને તૈયાર કરેલી કોઇ શિલ્પાકૃતિ જેવી! શ્વેત અને પારદર્શક! અને તેનું અંતર હું જોઇ શકતો હતો. તેમાં નરી વિશુધ્ધતા હતી. તેના રેશમ જેવા સુંવાળા વાળ સમિરલહરીએ ઉડતા હતા અને તેના હોઠમાંથી કોઇ મધુરસંગીત સરતું હતું. એ ગીતની કવિતા ધરાઇ પીતો પીતો હું નિદ્રાવશ બની ગયો.

* * *

પ્રથમ તો ચારૂલને નંદી જરા પણ ન ગમી. એ તેનું વિકાળ અને ખરબચડું મોઢું જોઇને ડરી જતી. તેની સાથે બગીચામાં ફરવા જતી ત્યારે પણ ડરતી. રખેને આ ડાકણી તેનો ટોટો પીસી મારી નાખે એવો ડર એ અનુભવતી, પણ એમ તો નંદી મીઠી હતી. એ કાલું કાલું બોલતી, તે બાળકોને જરૂર પસંદ પડે. ચારૂલને પણ એની મીઠાશ સ્પર્શી શકી.

થોડા દિવસમાં તો નંદીએ આ કુમળી છોકરીના હ્રદય ઉપર સરસ કાબુ મેળવ્યો. હવે ચારૂલ તેનાથી જરા પણ ડરતી નહોતી. વગર આનાકાનીએ એ તેની સાથે બગીચામાં ફરવા જતી, એ જેમ કહે તેમ કરતી, જેટલું કહે તેટલું જ કરતી; જાણે કોઇ જાદુગરીએ તેની જાદુવિદ્યાથી આ નિર્દોષ છોકરી ઉપર મંત્રમુગ્ધ આકર્ષણ કરી મૂક્યું હતું!

એક દિવસ હું બગીચામાં ફરવા ગયો હતો. આનંદથી ટહેલતો હતો, ત્યાં બીજું કોણ મારી નજરે ચડે? પેલી નંદી જ! એ મોઢું પહોળું કરી બગાસાં ખાઇ રહી હતી, અને ચારૂલ તેની બાજુમાં પાંચીકાથી રમત કરતી હતી. હું તેમની નજદીક ગયો. ચારૂલે મને જોયો અને આનંદથી 'કાકા' કહી હસી પડી.

મેં કહ્યું 'ચારૂલ, ચાલ, તને થોડાં ફૂલો ઓળખાવું. હમણાં પારીજાત, અને બોરસલ્લી બહુ ખીલ્યાં છે.' એ મારી સાથે આવવાને લગભગ તૈયાર જ હતી, ત્યાં નંદીની વક્ર દ્રષ્ટિ તેના ઉપર પડી; એટલે એ ડરી ગઇ અને મૌન લીધું.

પણ મને એ ન ગમ્યું. એટલે પરાણે મેં ચારૂલને હાથ પકડી ઉઠાડી અને ફુલરોપા જોવા તેડી ગયો. નંદી કંઇ પણ બોલી શકી નહિ, અને અમને જતાં જોઇ રહી. થોડાં ફુલ, અને છોડવાઓ ઓળખાવી લીધા પછી ચારૂલને મેં પૃછ્યું 'તને આ આયા ગમે છે? અને તેણે ઉલ્લાસભર વદને કહ્યું 'હા, હા, કાકા, નંદી તો મને પ્રાણથી પણ વધુ વ્હાલી લાગે છે.'

મને આશ્ચર્ય લાગ્યું. નંદીને હું તિરસ્કારતો હતો, કારણ તેના બાહુશ્રુત જીવન વિષે મેં કેટલા યે મિત્રો પાસેથી ચોંકાવનારી વિગતો એકઠી કરી હતી. આ અગાઉ તેણે કેટલાં ય કુમળાં બાળકોનાં બલિદાન લીધાં હતાં. તેના છેલ્લા બલિદાનના હવી તરિકે મારી ટીપુકડી ચારૂલ હતી એ નિશ્ચય ઉપર હું આવ્યો.

પણ ચારૂલ તો તેને પ્રાણથી પણ અધિક વ્હાલી હતી, કારણ નંદી તેને સુંદર વાર્તાઓ કહેતી અને ગીતો ગાઇ સંભળાવતી અને ચારૂલ એ બધું સાંભળી સોનેરી સ્વપ્નકિલ્લાઓ બાંધવામાં મશગુલ બની જતી.

લગભગ છ મહિના પછી હું ચારૂલને એક જીવતાં પ્રાણી-ઓનું સંગ્રહસ્થાન જોવા લઇ ગયો. ચારૂલને નંદી એમ આવવા દે તેમ નહોતી જ, પણ ચારૂલની બાની સંમતીથી એ બધું થયું, અને ચારૂલની આંગળી પકડી હું તો ચાલ્યો.

અમે સંગ્રહસ્થાનમાં પ્રવેશ કર્યો, પણ એ દરમ્યાન ચારૂલે મારી સાથે કોઇ પણ પ્રકારનો વાર્તાલાપ ન કર્યો. પહેલાં તો મને અનેક સવાલોથી, નવાઇઓથી, ગભરાવી મૂકતી. કોઇ વાર હસાવતી પણ ખરી. પણ આજ તો એ એક શબ્દ પણ ન બોલી; જાણે અખંડ મૌનની પ્રતિમા, જાણે તેને જીભ જ નહોતી, અને હશે તો એ ખોવાઇ ગઇ હશે! તેના મોઢાં ઉપર વિષાદઘેરી રેખાઓ પડેલી હતી, અને જાણે ગગનમંડળની કોઇ કાળી વાદળી ત્યાં ઝઝુમી રહી ન હોય એવી છાયા ત્યાં પથરાયેલી હતી. તે અત્યંત ગંભીર બની હતી. જાણે કોઇ જાજરમાન વ્યકિત કોઇ ભવ્યચિંતનમાં પડેલી હોય એમ એ લાગતી હતી. તેનો ચહેરો પુણી જેવો ફીકકો પડી ગયો હતો અને ધતુરાના ફુલની કાંતી તેને વરી હતી. તેની આંખોમાં ચમક હતી, પણ એ ભયગ્રસ્ત હતી.

'તું આનંદમાં છે ને ચારૂલ? કાંઇ માથું બાથું તો નથી દુઃખતું ને?' ચારૂલની વાચા ઉઘાડવા મેં પ્રયાસ કરી જોયો.

'ના, કાકા!'

'તને આ સંગ્રહસ્થાન જોવું ગમે છે ને ચારૂલ?' મેં વાઘ, સિંહ, અને ચિત્તાઓનાં પીંજરાં એક પછી એક બતાવતાં વાત આગળ લંબાવી.

પળભર એ શાંત રહી. પછી અચાનક તેની વાચા ઉઘડી, 'આ બધાં પ્રાણીઓને અહીં પીંજરાંમાં શા માટે ગોંધી રાખતા હશે, કાકા? હું આ કાર્યને ધિક્કારૂં છું' અને વધારામાં તેણે ઉમેર્યું 'કાકા, જ્યારે રાત પડે છે, અને અંધારાં

ફરી વળે છે ત્યારે પણ આ બધાં મુંગાં જનાવરોને આમ જ પીંજરાંમાં ગોંધાઇ રહેવું પડતું હશે ?

* * *

મને હવે જણાયું કે હું કંઇક ઉપયોગી શોધ કરી ચુકયો છું. ચારૂલનું અંતર આજ રડતું હતું એ હું તેની વાત કરવાની ઢબ ઉપરથી જોઇ શક્યો, પણ મારે એ વિષે વધારે જાણવું હતું, એટલે મેં કહ્યું:

'હા, એથી તેમના હૃદયમાં જરાયે આઘાત લાગતો નથી. અંધકારમાં તેઓ નિરાંતે ઉંઘ લઇ શકે છે.'

'પછી જ્યારે રાત ખૂબ જામતી હશે, ત્યારે તેમની પાસે દીવા મૂકવામાં આવતાહશે, ખરૂં ને ?'

'ના' અને વધારે ખુલાસો પામવા મેં પૂછ્યું 'ચારૂલ, રાત્રે તારા અંધારા ખંડમાં તને દીવો રાખવા મળે ખરો ?'

'ના, નંદીએ દીવો સળગતો રાખવાની મને મના કરી છે.'

'પણ નંદીએ તને દીવો તો જરૂર આપ્યો હશે, ખરૂં ?'

'હા, પણ ત્યારે પેલી ડાકણ ત્યાં હાજર નહોતી.'

'કઇ ડાકણ, ચારૂલ ?'

'મારા ખંડની નીચે એક કબાટ છે, તેમાં તે રહે છે.' એટલા જ શબ્દો એ ઉચ્ચારી શકી. હવે તેનો અવાજ ધ્રુજતો હતો. એ સર્વાંગે ધ્રુજતી હતી એ હું જોઇ શકતો હતો. એ સાથે હું પણ પગથી માથા સુધી ક્રોધથી ભભુકી ઉઠયો હતો. 'તેના માથાના વાળ સાપના નાના નાના બચોલીયાંના બનેલા છે, એ બધા જીવતા સાપ છે. તેમની જીભમાંથી અંગારા ઝરે છે. એ આપણને ભસ્મ કરી નાખે. તેની દાઢી ખૂબ લાંબી છે, અને આંખો ભયંકર છે. ઓ! પ્રભુ! એવી ભયંકર! અને તેની આંગળીઓમાં રીંછના નહોર જેવા વાંકડીયા તીણા નહોર છે. એ નહોરથી એ આપણી આંખો જ કાઢી લે અને રાત્રે જ્યારે હું

કોઇ વાર રડુ છું ત્યારે એ કબાટમાંથી બહાર આવે છે, અને મારા ખંડનું બારણું ઉઘાડી તેમાંથી તાણી નજરે જુએ છે. પછી તે અંદર પ્રવેશે છે. મંદ, અતિ મંદ પગલે એ આવે છે, કોઇ પણ માણસ એ પગલાંનો અવાજ સાંભળી શકતું નથી. માત્ર હું જ એ પગલાં મારી નજીક આવતાં સાંભળું છું......'

'આ બનાવટી વાત તને કોણે કરી ચારૂલ?'

'એ સાચી છે. નંદી કહે છે એ સાચી વાત છે અને મેં મારી સગી આંખોએ એને જોઇ છે.'

ચારૂલે તેનું મોઢું મારા કાન તરફ ફેરવ્યું અને મંદ સ્વરે કહ્યું 'તે બારણું ઉઘાડે છે, ધીમે, અતિ ધીમે, જેથી કોઇ અવાજ સાંભળી શકતું નથી. પછી એ મારા ખંડની વચ્ચે આવીને ઉભી રહે છે, હું રડું તો મને શિક્ષા કરવાની રાહ જોતી.

'પણ એ તો નંદી જ હશે. બારણા પાસે કાન માંડીને એ તારા શ્વાચ્છોશ્વાસ સાંભળતી હશે, અને તું સૂઇ ગઇ છો કે નહિ એની કદાચ ખાતરી કરતી હોય.'

'ના, ના, એ નંદી નથી જ. એ પેલી ડાકણ છે. નંદીએ મને કહ્યું છે.'

મારા ક્રોધની જ્વાલા વધુ ઉગ્ર બની. ગુસ્સાથીપગ પછાડી હું બબડ્યો. 'આ નંદીને તો પીસ્તોલથી ઠાર કરવી જોઇએ.'

* * *

આપણે ત્યાં બાળકો તરફ ખૂબ બેદરકારી રાખવામાં આવે છે. એથી ભવિષ્યમાં આપણે જ સહન કરવાનું છે એ વિચાર આપણે કોઇ કરતાં નથી. બચપણમાં જે સંસ્કારો બાળકના કુમળા મગજ ઉપર પડે છે એ મોટી વયે પણ બાળકને એ જ સ્થિતિમાં કાયમ રાખે છે. તમે આજ બાળકને વઢશો, અને તેના ઉપર અયોગ્ય દબાણ રાખશો એથી એ ક્રોધી, ચીડીયું કે રોતલ બનશે. તમે આજ તેને હાઉથી કે બાવાથી બીવડાવશો

એથી મોટી ઉમ્મરે એ બીકણ બનશે. તેના સ્વભાવમાંથી એ લક્ષણો કદાપી જવાનાં નથી, અને એવા જ પ્રકારનું તેનું વ્યક્તિત્વ ઘડાશે. બચપણ એ બાળકનું વ્યક્તિત્વ ઘડવાનું પ્રથમ સોપાન છે. બાળકના ચારિત્ર અને માનસવિકાસના આ ઉષાકાળે દરેક માબાપની એ ફરજ હોવી જોઇએ કે તેમનાં બાળકોમાં ઉચ્ચ સંસ્કારોનું બીજારોપણ થાય, તેમને સારામાં સારા નાગરિકને છાજતું શિક્ષણ અપાય. ખોટા વહેમ, માન્યતાઓ, અને ભયગ્રસ્ત વાતાવરણમાંથી તેને મુક્ત કરી, સ્વતંત્ર કલ્પનાશક્તિની ખીલવણી અર્થે અને દરેક પદાર્થ અને વસ્તુના સ્વતંત્ર પૃથક્કરણ અને અભ્યાસ અર્થે તેને છૂટું મૂકી દેવું જોઇએ.

ચારૂલ હવે તો મોટી થઇ હતી. તેનામાં યુવાનીએ પ્રવેશ કર્યો હતો અને વાસંતી દેવીએ અનુપમ કલાશૃંગારોથી તેની અભિરામ દેહલતાને અલંકૃત કરી હતી. તેની આંખોમાં મધુરપ નીતરતી હતી અને હોઠમાં કેસુડાની પાંદડી જેવું ગુલાબી સ્મિત નિરંતર પથરાયેલું લાગતું. તેના અંતરની કવિતા ઉછળી પડતી હતી અને વિશ્વની પગદંડીએ નિરંતર રેડાતા ભગવાન ચંદ્રમૌલીના અનંત સંગીતને એ મુગ્ધ બની સાંભળી રહેતી. એ ચાલતી ત્યારે કોઇ કવિની કલ્પનાસુંદરી જેવી લાગતી અને તેને પગલે પગલે તેની મુગ્ધ જીવનભાવનાના પ્રતિબિમ્બો ઉઠતાં.

એ સર્વાંશે અનુપમ હતી. ચારૂલ—આ મારી બચપણની સોબતી. પ્રભુએ મારા ઉપર આશિર્વાદો વરસાવવા મોકલેલી આ મારી નાનકડી બહેન. પણ હવે એ નાનકડી મટી ગઇ હતી, છતાં તેના આશિર્વાદો થોડા જ એળે જવાના હતા ? અને જીવનની કોઇ નમતી સંધ્યાએ જ્યારે મારા ઉરની કવિતા મૃત્યુ પામેલી મને જણાશે અને સંસાર મને રસહીન, ક્ષુલ્લક લાગશે, ત્યારે ચારૂલના એ આશિર્વાદોનું સ્મરણ કરી મારા શુષ્ક આત્મામાં ફરી વાર હું ઊર્મિની સંજીવની રેડી શકીશ

એણે મુગ્ધાવસ્થામાં પ્રવેશ કર્યો હતો. હવે નંદી તેની પાછળ પાછળ ફરવા જીવતી નહોતી. એ તો કયારની યે પ્રભુના ધામમાં પહોંચી ગઇ હતી. છતાં બચપણમાં એણે ચારૂલના જીવનમાં જે સંસ્કારોનું બીજારોપણ કર્યું હતું એ થોડા જ એમ ભુંસાઇ જવાના હતા? એના ક્ષોભિત ચિન્તમાં કલ્પનાભયનો પ્રવેશ થઇ ચૂકયો હતો. હવે તો કોઇ વૃક્ષનું પાંદડું અંધારી રાતે સમીર-લહરીથી ખખડી ઉઠે કે એના અંતરમાં ફાળ પડતી. રાતે એકાંત શયનખંડમાં એ સૂતી હોય ત્યારે કંઇ ખખડાટ થતાં એ જાગ્રત થઇ જતી, અને બેબાકળી બની, આંખો ફાડી, ચોતરફ દ્રષ્ટિ દોડાવતી. નંદીએ તેના કુમળા ચિન્તમાં રોપેલા પેલી ડાકણના કલ્પિત ભયના આવરણો હજુ તેને મુંઝવતાં હતાં.

એ અઢારમા વર્ષમાં પ્રવેશી ત્યારે આઇ. સી. એસ. પાસ કરેલા એક યુવાન અમલદાર સાથે તેને પરણાવવામાં આવી. એ યુવાનનું નામ રમેશ હતું. હું રમેશને ઓળખું છું. એ મીઠા અને નિખાલસ સ્વભાવનો માણસ છે, અને મળતાવડો પણ એટલો જ. મને હંમેશાં આ યુવાન માટે પક્ષપાત છે. એ તેના સુંદર ગુણો અને વ્યકિતત્વ માટે છે એમ તો ન જ કહી શકું; પણ ચારૂલ તેની ગૃહરાણી બની છે એ માટે.

બે વર્ષ પછી ચારૂલના ખોળામાં એક સુંદર છોકરી રમતી હતી, ચારૂલ હવે માતા બની હતી, એ છોકરીનું નામ સુધા રાખવામાં આવ્યું હતું. સુધા સર્વાંશે ચારૂલનું પ્રતિબિમ્બ હતી. ચારૂલ જેવી જ એ સુંદર હતી અને તેની રૂપાળી આંખોમાં ચારૂલની આંખોમાં નિરંતર રમતી સ્મિતછાયા પથરાયેલી લાગતી. એ રમતીયાળ પણ એટલી જ હતી, અને જેમ જેમ મોટી થતી ગઇ, તેમ તેમ મારા હૃદયમાં તેનું નિર્દોષ સ્થાન નક્કી કરતી ગઇ. જે પ્રેમથી હું પહેલાં ચારૂલને રમાડતો, ફરવા લઇ જતો. એ જ વાત્સલ્યભાવથી હું સુધાને રમાડવા લાગ્યો. હું સુધામાં

ઓતપ્રોત બની ગયો. હું તેને પરિઓની અને આકાશના વૈતાલિકોની સુંદર વાર્તાઓ કહી આનંદ પમાડતો.

સુધા ચારૂલનો પ્રાણ હતી, તેનું સમસ્ત જગત સુધામાં જ સમાયેલું હતું. એની હાજતો જોવા પાછળ, તેને જોઇતી વસ્તુઓ પૂરી પાડવા પાછળ, અને નિરંતર તેની સેવા કરવામાં ચારૂલ ઘણી વેળા જીવનને પણ ભૂલી જતી, અને રમેશ કંઇ તેને ઓછો પ્રિય નહોતો. રમેશ તેનો બીજો પ્રાણ હતો. જેમ સુધા વગર એને ઘડીભર ચેન ન પડતું, તેમ રમેશ વગર એક દિવસ પણ તે ન કાઢી શકતો. રમેશ તેના જીવનમાં મેઘધનુષ્યના રંગોળી પેઠે ઓતપ્રોત થઇ ગયો હતો. તેને જોઇને એ જીવતી હતી, તેનાં સ્મરણે તેના અંતરની સિતારીઓ ઝણઝણી ઉઠતી, તેના અર્થે પોતાની યત્કિંચિત સેવાનો અર્ધ્ય ધરવા એ સદા સર્વદા ઉત્કંઠિત રહેતી.

હું ઘણી વેળા તેમને મળવા જતો. એક સુંદર સ્વચ્છ બંગલામાં તેઓ રહેતાં હતાં અને આ ત્રણ, આનંદી, મધુરી વ્યક્તિઓએ મારા અંતરમાં અદ્દભૂત આકર્ષણ અને ભાવ મૂકયાં હતાં. સુધા તો લગભગ મારી સાથે હળીમળી ગઇ હતી, અને ચારૂલ પણ દિવસે દિવસે વધુ સુંદર અને ઘાટીલી બનતી જતી હતી. શેફાલીના પુષ્પ ઉપર પ્રભાતે જે તુષારબિન્દુઓ બાઝે છે એ રીતે સૌંદર્યનાં જાદુએ ચારૂલની કોમળ દેહલતા ઉપર આકર્ષણ મૂક્યું હતું. તેને આવી શાંત, અને પ્રફુલ્લિત બનતી જતી જોઇ હું આનંદિત થતો ગયો, અને મને થયું કે ચારૂલના ચિત્તમાંથી પેલો કલ્પનાભય, જેણે તેના શરીરની વિકૃતિ આણી હતી, એ હવે વિદાય થયો છે.

*　　　*　　　*

હવે તો સુધા પણ શુકલપક્ષની ચંદ્રકલા પેઠે વધતી જતી

હતી. તેનું વય લગભગ સાતનું હશે એમ હું માની શકું. એ દિવસનું સ્મરણ હું કોઇ કાળે ભૂલી શકું તેમ નથી. ત્યારે હું ચારૂલને મળવા ગયો હતો. બહાર બાગમાં કોકિલની બંસીએ વાતાવરણમાં દિવ્ય સંગીતની છોળ ઉરાડી હતી, અને પવનની લહરીએ એ ઊર્મિગીતની ધ્વનિકૂદડીઓને લંબાવી હું જ્યાં ચારૂલ પાસે ખુરશી નાખી વાતચીત કરતો બેઠો હતો, ત્યાં ભાવનાની રસના છલકાવી દીધી. ચારૂલ મારી સામે જ બેઠી હતી, અને તેના ડાબા હાથની આંગળીઓ વચ્ચે કોઇ પુસ્તક હતુ. સુધા ચારૂલની ખુરશીના જમણા હાથા ઉપર ચડીને બેઠી હતી અને ચારૂલના સુંવાળા ગાલ ઉપર મીઠાં ચુંબનો ભરી રહી હતી. એ દ્રશ્ય જોઇ માતૃપ્રેમની પવિત્ર ઊર્મિથી મારૂં અંતર છલકાઇ ગયું. નાના બાળકોને તેમનાં માબાપ કેટલાં વ્હાલાં લાગે છે એતું મને સ્મરણ થયું. પણ મારી બા તો મેં વર્ષો પહેલાં ગુમાવી હતી. જેને મારી પવિત્ર ભાવોર્મિથી હું નવડાવી શકું એવું મારે કોઇ જ નહોતું.

સ્મરણમૂર્તિ માતાની ઝંખનામાં હું પડયો હતો, ત્યાં તો ચારૂલે સુધાને છાતી સરસી ચાંપી દીધી અને હસતાં હસતાં મને કહ્યું 'કાકા, આપણે બાળકો ઉપરઅતિશય પ્રેમ ઢાલવીએ એથી શું બાળકો બગડી જતાં હશે ?'

એના સવાલનો જવાબ દેવાની અણી પર હું હતો એવામાં રમેશે ત્યાં પ્રવેશ કર્યો. તેની પાછળ એક નોકર બે જંગી શિકારી કુતરાઓને દોરીને લઇ આવતો હતો. હું અચંબો પામ્યો અને રમેશને પૂછ્યું 'આ શું ? શિકારી કુતરાઓનું શું કામ પડયું છે ?'

'આ બન્ને ચારૂલ માટે છે.' એણે સસ્મિત કહ્યું અને તેની આંખોમાં એક પ્રકારની જ્યોત ચમકીને ફરી ગઇ. 'ચારૂલ આવી બીકણ છે એની મને કદી યે ખબર નહોતી. રાતના કઇ ઘડીએ એ ઉંઘમાંથીઝબકી ઉઠશે એ કહી શકાય નહિ. ચારૂલના

આ કાલ્પનિક ભયથી હું કંટાળી ગયો છું. એ તો સાથે મને પણ ઉઠાડે છે, અને મારી ઉંઘ ખરાબ કરે છે. આ કાંઇ એક દિવસની વાત નથી, અને આમ દરરોજ ઉજાગરા કરવાનું હું પસંદ નથી કરતો. એથી ચારૂલના ખંડની આસપાસ ચોકી રાખવા હું આ બે શિકારી કુતરાઓ લઇ આવ્યો છું. મને લાગે છે કે એથી ચારૂલનો ભય ઓછો થશે. એ નિરાંતે ઉંઘ લઇ શકશે.

'એટલે તમે ક્યાં જવાના છો કે મારી ચોકી રાખવા આ કુતરાઓ ખંડની બહાર રાખવાનું તમને સુઝયું ? ચારૂલે કંઇક ક્રોધ મિશ્રિત ભાવથી પુછ્યું.

'સરકારી કામસર મુંબઇ જવું પડશે. કદાચ થોડા દિવસનું રોકાણ પણ થાય.' રમેશે વાતનો સ્ફોટ કર્યો.

'લગભગ કેટલાક દિવસનું રોકાણ થશે ?' ચારૂએ ચિંતાગ્રસ્ત બની ફરી વાર પુછ્યું.

'વધારે દિવસ નહિ લાગે, બહુ બહુ તો એકાદ અઠવાડિયું.'

'પણ તમારૂં એ અઠવાડિયું મને તો ત્રણ અઠવાડિયા જેટલું મોટું લાગશે.' ચારૂલે શાંતિથી કહ્યું.

રમેશ હવે મારા તરફ ફર્યો અને કહ્યું: 'કાકા, ચારૂલને ભય લાગે છે. તેને હંમેશ ડર લાગ્યા કરે છે. મારા વગર એક રાત પણ રહી શકતી નથી. હવે તમે જ કહો, ચારૂલ શું નાની બચુડી છે ? એ યુવાન છે. તેનું હૃદય પણ એવું જ યુવાન હોવું જોઇએ; તેમ છતાં તેનું રક્ષણ કરવા મારા ત્રણ નોકરો દિનરાત ઉભે પગે તૈયાર છે. ચારૂલના શયનખંડમાં મેં તેને ટેલીફોનની સગવડ પણ કરી આપી છે અને નીચે દાદરા પાસે આ બે જંગી શિકારી કુતરાઓને પણ બેસાડનો જાઉં છું અને છતાં આમ બિલાડીનાં બચ્ચાંના જેમ ડરી જવાનું શું કારણ ?'

ચારૂલે જોરથી અટ્ટહાસ્ય કર્યું 'કોણે કહ્યું કે હું ડરૂં છું ? તમે સુખેથી જાવ. મારી જરા પણ ચિંતા ન કરતા.'

પણ ચારૂલના હૃદયમાં થતા બીકના થડકારા હું સાંભળી શકતો હતો. એ ભયથી ધ્રુજતી હતી, છતાં મારી હાજરીમાં રમેશ પાસે શરમીંદી પડવા ઇચ્છતી ન હતી. દિવસે કદાચ એ આનંદથી રહી શકતી હશે, પણ રાત્રે તેના કાલ્પનિક ભયની પાંખોનો ફફડાટ જલદ બનતો હશે એમાં કંઇ શંકા નહોતી.

અને રમેશના જવા પછી તેણે મને કહ્યું: 'કાકા, શિકારી કુતરાઓ કે ટેલીફોનની ઘંટડીની મને કશીયે જરૂર નથી. મારી પાસે મારા બચાવનું સાધન હું હમેશાં રાખું છું. તમે કદી સ્ત્રીઓને ભરેલી રીવોલ્વર રાખતી સાંભળી છે? હું મારી પાસે કારતુસથી ભરેલી એક રાખું છું. રમેશના ખાનામાંથી જ હું એ તફડાવી લાવી છું. એ આમાંનું કશું યે જાણતો નથી, પણ હું રીવોલ્વરને મારા ઓશિકાં નીચે જ હંમેશાં રાખું છું.'

'રીવોલ્વર ભયંકર હોય છે ચારૂલ! અને સ્ત્રીથી એ સાચવી જ ન શકાય તું એને સંભાળથી રાખી મૂકજે.' મેં તેને શિખામણ આપી.

'હું બરાબર સમજું છું, કાકા! એને મારા ઓશિકાં નીચે જ હંમેશા દબાવી રાખું છું' ચારૂલે તેના પ્રસન્ન મનોભાવની આછી રેખાઓ દર્શાવતાં કહ્યું.

× × ×

મને અત્યારે ચારૂલની ભયગ્રસ્ત સ્થિતિનું ભાન થાય છે. રમેશ મુંબઇ ચાલ્યો ગયો હતો. તેના એકાંત વાસની આ પહેલી જ રાત હતી. તેના વિશાળ પલંગ ઉપર છાતી સુધી કપડું ઢાંકીને એ સૂતી હતી. તેને નિદ્રા ક્યાંથી આવે? આંખો ઓરડામાં ચારે બાજુ ચકરવકર ફરતી હતી. તેના કાન કોઇના પગલાંનો અવાજ સાંભળી સાવધ બન્યા હતા. તેણે નોકરોને એક હાક પાડી ચેતાવી દીધું કે કોઇ તેના ખંડમાં પ્રવેશવા ધીમે પગલે આ

રહ્યું છે, પણ નોકરોએ એ સાંભળ્યું નથી તેઓ પ્રગાઢ નિદ્રાના આશ્લેષમાં આળોટી ગયા છે. પેલા બે ચોકીદાર કુતરાઓ પણ દાદરાં પાસે દીવસના થાકથી કંટાળી પોઢી ગયા છે.

તેની આંખો બારણા તરફ જ ચોંટેલી હતી. એ એબાકળી અને ભયગ્રસ્ત જણાતી હતી. બચપણમાં જે સ્થિતિ એ અનુભવતી એ સ્થિતિમાં એ અત્યારે સરી પડી હતી. તેનો જમણો હાથ હળવે હળવે ઓશિકાં નીચે સાચવીને રાખેલી રીવોલ્વર તરફ ગયો. તેણે મજબુત આંગળીઓ વચ્ચે રીવોલ્વરનો ઘોડો દબાવી રાખ્યો હવે તેનો કલ્પનાભય વધુ ઉગ્રસ્વરૂપ પકડયે જતો હતો. તેનું હ્રદય વધુ જોરથી થડકારા મારતું હતું. કોઈએ ધીમે–અતિ ધીમે, બારણું ઉઘાડયું અને અંદર પ્રવેશ કર્યો. ચારૂલના હાથમાંથી રીવોલ્વરનો ઘોડો છૂટી ગયો ને આકાશમાંથી વિજળી નીચે તૂટી પડે એ રીતે સુધા ફરસબંધી ઉપર પટકાઈ પડી... ઓ ! પ્રભુ !



# તારણહાર

એ ફાલ્ગુન માસ ચાલતો હતો અને આંબે મંજરીઓ મહોરી હતી. વિશ્વનું ઉદ્યાન વિવિધ રંગનાં ફુલોની છટાથી જાણે યૌવનમાં આવેલી કોઇ કુમારીકા જેવું સુંદર લાગતું હતું. જ્યાં જુઓ ત્યાં કેશુડાના રંગથી વાતાવરણ દીપી ઉઠતું હતું. એ વખતે ઉમા મારી પાડોશમાં રહેવા આવી.

ઉમા તો સૌંદર્યનો પુંજ હતી. તમે અશોકના છોડને પાંગરતો જોયો હોય તો ઉમાનો ખ્યાલ આવે. જેમ વિશ્વના ઉદ્યાને વસંત બેઠી હતી, તેમ ઉમાના જીવનમાં યે વસંત બેઠી હતી. એ હસતી ત્યારે ગુલાબની પાંખડીઓ વેરી કોઇ ફુલ ઉઘડતું હોય એવું મને લાગતું. કોઇ દિવ્ય પરી જેવી એ મારા અંતરને સ્પર્શવા આવી હતી.

જીવનને ગંભીર દ્રષ્ટિએ જોતાં એ કદી યે શીખી નહોતી અને કેટલીક વાર એક બાળક કરતાં યે વધુ નિખાલસ એ મને જણાતી. પ્રફુલ્લ, આનંદી, મસ્તીખોર, અને તેનામાં જે મોહિની હતી એથી ગમે તેવા કઠોર હૃદયને એ પોતાનું કરી શકે. એથી શરૂઆતથી જ પાડોશીઓ ઉમાને જોઇ ધન્ય બની જતા.

કદી યે કોઇના જીવન પાછળનો ભૂતકાળ જાણવાની ઉત્કંઠા મને જાગી નથી, પણ ઉમાનો ભૂતકાળ જાણવા હું અધીરો બન્યો. એની વૃધ્ધ માતાએ જ સ્વમુખે એ બધું કહ્યું. ઓહ! ત્યારે મારા હૃદયમાં કેટલું દર્દ થયું એ હું જાણું છું.

કોઇ ભગ્ન ખંડેરના અવશેષ જેવી એ ત્યારે મને લાગી.

તેના પિતા ગઇ સાલ પ્લેગની બીમારીનો ભોગ બન્યા હતા અને આ અનાથ કુટુંબને પાછળ મૂકી ગયા હતા. સારા સંસારમાં ઉમાને એક ઘરડી માતા સિવાય કોઇ જ નહોતું. દૂર દૂરનો એક કાકા તેમને ખાધાખોરાકી જેટલા પૈસા મોકલતો; એથી આ ગરીબ કુટુંબ જીવનનિર્વાહ કરતું.

અમારા ઘરની સામે જ એક ચોરસ ઓરડામાં એ તેની વૃધ્ધ મા સાથે રહી હતી—આ મારી નાનકડી, પાડોશણ. હજુ જેણે માંડ પંદર વસંત જોઇ હતી એવી આ મનોહર સ્વપ્નસુંદરી, અને તેણે મારા ઉપર અજબ આકર્ષણ ઉત્પન્ન કર્યું. તેને જોતાં હું ધરાતો જ નહિ. વારંવાર તેના ઘરમાં થતા એ નાનકડી ગુલાબી પાનીના થડકારા હું મારી આરામ ખુરશી ઉપર પડયો પડયો સાંભળતો, ત્યારે મારા ઉરના થડકારા એના તાલ સાથે નાચી ઉઠતા.

કોઇ વાર કોન્ફ ફાટેલી સાદડી ઉપર બેસી એ મધુર અણદીઠા ભાવી જીવનનાં સ્વપ્નો ગુંથવામાં પરોવાયેલી હોય એ હું જોઇ શકતો, અને કોઇ વાર કોઇ નવલકથાનાં પાનાં ઉથલાવતી, ધીમું અસ્પષ્ટ ગણગણતી, તો કોઇ વાર તેમાંની એકાદ કવિતાની લીટીઓ મૃદુલ, આનંદિત સ્વરે લલકારતી હોય.

અને જ્યારે બપોરના તડકા નમી જતા અને આંગણામાં વાવેલા તુળસીના કયારામાંથી મીઠી સૌરભ ઉડી વાતાવરણને કોઇ પવિત્રતાથી સંમાર્જિત કરી દેતી, ત્યારે ઉમા એક દર્પણ સામે બેસી તેના લાંબા રેશમી સુંવાળા વાળ છૂટા વેરી નાખતી, અને તેમાં ધૂપેલ સીંચતી, અને પછી વેણીમાં તાજાં કેસુડાં ગુંથી એ આનંદથી ચિત્કારી ઉઠતી ' ઓ ! ઉમા ! કયા હૃદયદેવને ચળાવવા તેં આ રૂપના પરિવેશ માંડયા છે ?'

મારૂં હૃદય હસી ઉઠતું. ઉલ્લાસિત થઇ જાણે હું કોઇ

કવિ હોઉં, અને એ મારી કલ્પનારાણી હોય, અને જાણે તેને પ્રસન્ન રાખવા હું કોઇ મધુર ગાન છેડી રહયો હોઉં, એમ હું અનુભવતો.

*　　　*　　　*

એક દિવસ આછો અંધકાર ભરી સંધ્યાની પાંખ બીડાતી હતી. માત્ર ચાંદનીનો આછો પ્રકાશ દિશાઓમાં તરતો હતો. મને ઉંઘ નહોતી આવતી; કારણ હું બી. એ. માં હતો. મારે ઘણું યે વાંચવાનું હતું; એટલે બહાર આંગણાંમાં મારી જરીપુરાણી ખુરશી નાખી ખુલ્લા આકાશ નીચે ચંદ્રનીનું અમૃત પી રહયો હતો.

જ્યારે નિદ્રાદેવીની અંગુલીના શીતલ સ્પર્શથી બારમાસી ફુલો પોઢી ગયાં હતાં, અને મારા પડોશીઓ કોઇ મધુર સ્વપ્નની પાંખમાં લપેટાઇ જીવનની દિવ્યતા માણી રહ્યા હતા, ત્યારે મારા સ્મરણમાં બીજું કોણ તેના મધુર ભાવમય સ્પર્શથી જાગ્રત રહ્યું હોય? મારી ઉમા !

'ઓ ઉમા ! ઓ ઉમા ! જ્યારે મારા જીવનમાં નિરાશા ઢળી જાય છે, ત્યારે તારા પુલકીત હાસ્યથી એમાં ફરીવાર ચેતન ઉઘડે છે, જ્યારે મારાં સ્વપ્નો બધાં ઉડી જાય છે, ત્યારે તું" જ મારૂં અખંડિત જીવન--સ્વપ્ન બની અંતર અજવાળે છે. એવું અસ્પષ્ટ, સ્વૈર આનંદે હું બબડતો હતો.

ત્યાં સામેનું બારણું ઉઘડયું. જાણે આકાશની ભવ્યતામાંથી કોઇ સ્વપ્નદેવી, મીઠાં મધુરાં સ્વપ્નોની ઝોળી ભરી આવી રહી હોય એવી મંદ, છટાદાર ચાલે મારી તરફ કોઇ આવી રહ્યું હતું, અને બીજું એ કોણ હોય? મારી ઉમા !

જેની કલ્પનાઓ પાછળ હું પાગલ જેમ ઘૂમતો હતો, જેનાં

દર્શન માત્રથી હું જીવનની ધન્યતા માનતો હતો, જેણે મારા અંતરના કોઇ ખુણામાં જાદુઇ સ્પર્શ કર્યો હતો, એ ઉમા મારી નાનકડી પાડોશણ, કોઇ રાજરાજેશ્વરી જેમ મારી સામે આવતી હતી.

એ નજીક આવી એટલે મેં એને, કહ્યું " ઉમા, તને ઉંઘ નથી આવતી ? "

એના શ્વેત વસ્ત્રને ઠીક કરી એ બોલી ' અને, તમે ય. આમ જાગ્રત થઇને કેમ પડયા છો ? '

" કારણ, મારા હૃદયમાં હું કોઇનાં મંદ પગલાંના ધબકારા સાંભળતો હતો, કોઇના પ્રફુલ્લ હાસ્યનો ઉઘાડ મને કોઇ મધુર, અલક્ષ્ય સ્વપ્નની પગદંડીએ ખેંચી જતો હતો ! " મેં નીચી દ્રષ્ટિ રાખી કહ્યું.

બરાબર એ જ સમયે સામેની કુંજઘટામાંથી કોઇ નીલકંઠનો મધુર શબ્દ સરી પડયો, આંગણામાં એક બાજુએ ઉભેલા કેશુડાંના વૃક્ષ ઉપરથી બેત્રણ ફુલ જમીન ઉપર પડયાં, અને ઉમાએ એમાનું એક ઉઠાવી એની વેણીમાં ગુંથી મને કહ્યું :

' આજે ઉંઘ નથી આવતી, કારણ કે ચંદ્રદર્શનનો લોભ મારાથી મૂકી શકાતો નથી. મારી આંખો જાણે એ અમૃત પીવા તલસી રહી છે. કોઇ મધુર, મંજુલ ગીતનો ધ્વનિ હું પ્રતિક્ષણ સાંભળું છું, ત્યારે ઉરની ઊર્મિ ઉછળી પડે છે. રાત્રી જેમ લાખ લાખ ફુલડે ઉઘડી છે; એમ મારૂં હૃદયકમલ સહસ્ત્ર પાંખડીએ ખીલ્યું છે. ' એટલું બોલી ઉમા મૌન રહી. તેની આંખો હવે આકાશની ભવ્યતામાં સમાઇ ગઇ. એની કલ્પનાઓ કોઇ સુંદર રમ્ય પગદંડીએ રમવા લાગી. હું તેના મુખકમલની સુધા ધરાઇને પી રહયો હતો, તેની સુંવાળી વેણીમાં નાખું ખોસેલું કેશુડાનું ફુલ જાણે ભાવમય સ્મિત કરી રહ્યું હતું,

તેના કાનમાં લટકતા પાણીદાર હીરાનાં એરીંગ ચંદ્રોજ્જ્વલ પ્રકાશમાં સુંદર ચમકારા મારતાં હતાં, અને કાંડામાં ઝુલતા આરસીકંકણમાં તેના યૌવનની કવિતા આવીને વસી હતી.

આ રૂપ ! આ યૌવન ઓહ્ ! જેણે પહેલીવાર સૌંદર્યજ્વાલાની નીકટતા સેવી હોય તેને લોભાવવા બસ હતાં !

હું ઉભો થઇ ગયો. હાથમાં બાયરનની કવિતાઓનો સંગ્રહ હતો એ ખુરશી ઉપર ફેંકી દીધો, માણસો જે રીતે સ્વપ્નઘેરી નિદ્રામાં ચાલે છે, એમ એ સ્વરૂપકમલાના આકર્ષણે હું ચાલ્યો. તેના સુંદર ખભાનો સ્પર્શ કરી મેં કહ્યું: 'ઉમા !'

એ સ્પર્શે આખું વિશ્વ જાણે નર્તી ઉઠ્યું ! હૃદયના કેટલાક દબાવી રાખેલા ભાવ જાગ્રત થઇ, સિન્ધુજલમાં ઊર્મિઓ ઉછળી પડે છે એ રીતે ઉછળી પડયા.

ઉમાએ એનાં વિશાલ, અમૃતમય મોટાં નયન મારા તરફ ફેરવ્યાં અને કહ્યું : 'ઇન્દુ !'

એ શબ્દે જાણે આનંદે માઝા મૂકી દીધી, ઊર્મિઓએ ઉછાંછળી વૃત્તિ ધરી લીધી, આંખોએ ઘેરી ભાવમય પ્રણયસૃષ્ટિનું સ્વપ્ન નીરખી લીધું અને ઉમા મારા હૃદય સાથે દબાઇ ગઇ. ચુંબનોએ અમૃતનો અભિષેક કરી દીધો. આંખો ઉપર, ગાલ ઉપર, કપોલ ઉપર, એ ધગધગતી મહોર છપાઇ ગઇ. ઉમા કંઈ પણ બોલી નહિ, મારા હૃદયમાં સમાઇ ગઇ.

'ઓ ઉમા ! ઓ ઉમા ! આજ કેટકેટલી સંધ્યા પછી મારા જીવનસ્વપ્નની સિધ્ધિ મને મળી છે !' મેં આનંદિત બની કહ્યું.

'ઇન્દુ ! મારા પ્રાણ ! તું મને ચાહે છે ?' મારા કંઠને આશ્લેષ આપી ઉમા બોલી.

'હવે મારા પ્રેમના જુસ્સામાં અધિક બળ આવ્યું. કેવા

શબ્દોમાં હું પ્રેમના અથાગ જળનિધિને તેના ચરણકમલમાં વહાવી શકું? મેં વિચાર કર્યો. પછી કહ્યું :

'પ્રાણથી પણ અધિક, ઓ! ઉમા! ભક્તને જે શ્રદ્ધા પ્રભુમાં હોય છે એમ મારા સમસ્ત જીવનની શ્રદ્ધા મેં તારે ચરણે ધરી છે. પ્રભાતે સૂર્યનાં દર્શને જે પોયણીઓ ખીલે છે, એ પોયણી જેવા મારા અંતરમાં ભાવમય શ્રદ્ધા ઉઘડે છે અને તારે ચરણે જીવનનો અર્ધ્ય ધરવા આતુર રહે છે. ઉમા! ઓ ઉમા! મને તારા હૃદયમાં સ્થાન આપીશ?'

'સાધના અને શ્રદ્ધા કોઇનાં અફળ જતાં નથી. શાશ્વત મારા હૃદયકમલમાં તારી પ્રેમમય મૂર્તિ કોતરાઇ ગઇ છે.' આટલું બોલી ફરીવાર ઉમાએ એક મધુર સ્મિત કર્યું અને એક ગાઢ આશ્લેષ આપી ત્યાંથી વિદાય થઈ.

તેને ઘરમાં પ્રવેશતી હું જોઈ રહ્યો. એ પગલે પગલે કોઈ દિવ્ય સ્વપ્ન વેરાતું હોય એવો મને ભાસ થયો.

* * *

એ રાત્રે જ્યારે હું પથારીમાં સૂતો ત્યારે મારી આંખોમાં નિદ્રાદેવીની પૂનિત અંગુલી ન અડી, થોડીક મીનીટો પહેલાંનું એ પ્રણયસંવનન જાણે કોઇ મધુર સ્વપ્ન જેવું મારા ચિત્તમાં ચિતરાઇ ગયું. જાણે મેં કોઇ દિવ્યસૃષ્ટિમાં મારો વિહાર આરંભી દીધો. જાણે હજ્જારો ગુલાબના ફુલની પ્રફુલ્લેલ પાંખડીઓ મારા સુકુમાર બદનને ચૂમી રહી ન હોય, જાણે હજારો નીલકંઠની બંસીએ મારા કર્ણદ્વારમાં તેમનું દિવ્ય સંગીત ભરી દીધું ન હોય એવો રસમય અનુભવ હું કરી રહ્યો.

સવારે હું જાગ્યો ત્યારે ઘણું મોડું થયું હતું, ઘરનું આખું કુટુંબ તેના નિત્યકર્મથી પરવારી સૌ સૌના કાર્યમાં પડ્યું હતું.

નાની બ્હેન વિમળા તેના કક્કા બારખડી ઘુંટવા પથ્થરપાટી ઉપર ખડીના લપેડા કરી રહી હતી, દીનુએ પિતાજીની એલ્યુમીની-યમની મૂઠવાળી લાકડીનો ઘોડો બનાવી ઘરમાં કીલકાર અને મીઠો ઘોંઘાટ પાથરી દીધો હતો. એ બધાંની વચ્ચે હું મારી પથારી ઉપર પડયો પડયો ગઇ રાતનાં સુંદર સ્વપ્નની ઝાંખી કરી રહયો હતો.

'ઓ સ્મરણયાત્રા! તારી અખંડિત પગદંડીઓ કયાં જઇ અટકશે? ભૂતકાળના પડદાઓ વચ્ચેથી તું વર્તમાન ગુલાબી આકાશમાં તારાં ચિત્રો દોરે છે, અને માનવજીવનની મુગ્ધતામાં ફરી એક વાર અમૃત સંજીવની રેડે છે' એવું એવું રસમય ચિંતન હું કરતો હતો.

મારૂં કાર્ય મેં ત્વરાથી ઉકેલી લીધું અને કૉલેજમાં જવાની તૈયારીમાં હતો, ત્યાં બરાબર અમારા કમ્પાઉન્ડ પાસે એક ગાડી આવીને ઉભી રહી. તેમાંથી એક આધેડ વયનો, શ્યામ રંગનો પુરૂષ હાથમાં છત્રી અને હેન્ડબેગ સાથે નીચે ઉતર્યો. એના મોઢાં ઉપર વૃધ્ધાવસ્થાને લીધે અનેક કરચલીઓ પડી ગઇ હતી, આંખો કંઇક ઉંડી અને ભયંકર લાગતી હતી. એણે ઉમાના ઘરમાં પગ દીધો.

જીજ્ઞાસાવૃત્તિને દબાવી ન શકવાથી ફરી વાર હું ઘરમાં ગયો અને મારી બાને પૂછી ખાત્રી કરી કે એ કોણ હતો? અત્યંત વિસ્મય વચ્ચે હું જાણી શકયો કે એ ઉમાનો દૂર દૂરનો એક કાકો હતો અને એ નાનકડા કુટુંબનો જીવનનિર્વાહ તેના પૈસામાંથી જ થતો હતો.

મારે ઉમા સાથે કામ હતું, તેના કાકા સાથે નહિ, એવી દ્રઢ માન્યતાભર હું કૉલેજ ભણી ઉપડી ગયો.

*　　*　　*

શબ્દોમાં હું પ્રેમના અથાગ જળધિને તેના ચરણકમલમાં વહાવી શકું? મેં વિચાર કર્યો. પછી કહ્યું :

'પ્રાણથી પણ અધિક, ઓ! ઉમા! ભક્તને જે શ્રધ્ધા પ્રભુમાં હોય છે એમ મારા સમસ્ત જીવનની શ્રધ્ધા મેં તારે ચરણે ધરી છે. પ્રભાતે સૂર્યનાં દર્શને જે પોયણીઓ ખીલે છે, એ પોયણી જેવા મારા અંતરમાં ભાવમય શ્રધ્ધા ઉઘડે છે અને તારે ચરણે જીવનનો અર્ધ્ય ધરવા આતુર રહે છે. ઉમા! ઓ ઉમા! મને તારા હૃદયમાં સ્થાન આપીશ?'

'સાધના અને શ્રધ્ધા કોઈનાં અફળ જતાં નથી. શાશ્વત મારા હૃદયકમલમાં તારી પ્રેમમય મૂર્તિ કોતરાઇ ગઇ છે.' આટલું બોલી ફરીવાર ઉમાએ એક મધુર સ્મિત કર્યું અને એક ગાઢ આશ્લેષ આપી ત્યાંથી વિદાય થઈ.

તેને ઘરમાં પ્રવેશતી હું જોઈ રહ્યો. એ પગલે પગલે કોઈ દિવ્ય સ્વપ્ન વેરાતું હોય એવો મને ભાસ થયો.

* * *

એ રાત્રે જ્યારે હું પથારીમાં સૂતો ત્યારે મારી આંખોમાં નિદ્રાદેવીની પૂનિત અંગુલી ન અડી, થોડીક મીનીટો પહેલાંનું એ પ્રણયસંવનન જાણે કોઇ મધુર સ્વપ્ન જેવું મારા ચિત્તમાં ચિતરાઇ ગયું. જાણે મેં કોઇ દિવ્યસૃષ્ટિમાં મારો વિહાર આરંભી દીધો. જાણે હજ્જારો ગુલાબના ફુલની પ્રફુલ્લેલ પાંખડીઓ મારા સુકુમાર બદનને ચૂમી રહી ન હોય, જાણે હજારો નીલકંઠની બંસીએ મારા કર્ણદ્વારમાં તેમનું દિવ્ય સંગીત ભરી દીધું ન હોય એવો રસમય અનુભવ હું કરી રહ્યો.

સવારે હું જાગ્યો ત્યારે ઘણું મોડું થયું હતું, ઘરનું આખું કુટુંબ તેના નિત્યકર્મથી પરવારી સૌ સૌના કાર્યમાં પડ્યું હતું.

નાની બ્હેન વિમળા તેના કક્કા બારખડી ઘુંટવા પથ્થરપાટી ઉપર ખડીના લપેડા કરી રહી હતી, દીનુએ પિતાજીની એલ્યુમીની-યમની મુઠવાળી લાકડીનો ઘોડો બનાવી ઘરમાં કીલકાર અને મીઠો ઘોંઘાટ પાથરી દીધો હતો. એ બધાંની વચ્ચે હું મારી પથારી ઉપર પડયો પડયો ગઇ રાતનાં સુંદર સ્વપ્નની ઝાંખી કરી રહયો હતો.

' ઓ સ્મરણયાત્રા ! તારી અખંડિત પગદંડીઓ કયાં જઇ અટકશે ? ભૂતકાળના પડદાઓ વચ્ચેથી તું વર્તમાન ગુલાબી આકાશમાં તારાં ચિત્રો દોરે છે, અને માનવજીવનની મુગ્ધતામાં ફરી એક વાર અમૃત સંજીવની રેડે છે ' એવું એવું રસમય ચિંતન હું કરતો હતો.

મારું કાર્ય મેં ત્વરાથી ઉકલી લીધું અને કૉલેજમાં જવાની તૈયારીમાં હતો, ત્યાં બરાબર અમારા કમ્પાઉન્ડ પાસે એક ગાડી આવીને ઉભી રહી. તેમાંથી એક આધેડ વયનો, શ્યામ રંગનો પુરૂષ હાથમાં છત્રી અને હેન્ડબેગ સાથે નીચે ઉતર્યો. એના મોઢાં ઉપર વૃધ્ધાવસ્થાને લીધે અનેક કરચલીઓ પડી ગઇ હતી, આંખો કંઇક ઉંડી અને ભયંકર લાગતી હતી. એણે ઉમાના ઘરમાં પગ દીધો.

જીજ્ઞાસાવૃત્તિને દબાવી ન શકવાથી ફરી વાર હું ઘરમાં ગયો અને મારી બાને પૂછી ખાત્રી કરી કે એ કોણ હતો ? અત્યંત વિસ્મય વચ્ચે હું જાણી શકયો કે એ ઉમાનો દૂર દૂરનો એક કાકો હતો અને એ નાનકડા કુટુંબનો જીવનનિર્વાહ તેના પૈસામાંથી જ થતો હતો.

મારે ઉમા સાથે કામ હતું, તેના કાકા સાથે નહિ, એવી દ્રઢ માન્યતાભર હું કૉલેજ ભણી ઉપડી ગયો.

*　　*　　*

ફરી વાર રાત્રે ખુલ્લા આકાશ નીચે એ જ આરામ ખુરશી, એ જ બાયરનની કવિતાઓ સાથેનાં દિવ્ય ઉડ્ડયન, અને હું ઉમાની રાહ ચાતકો જે નયને મેઘની જુએ છે, એ નયને, શ્રધ્ધાભર નીરખી રહ્યો હતો. મને ખાત્રી હતી કે ઉમા જરૂર આવશે. ફરી એક વાર એ નાનકડી ગુલાબી પાનીના ઘમકારાથી આ ગૃહઆંગણ કોઇ મનોરમ સ્વપ્નસૃષ્ટિમાં ફેરવાઇ જશે, ફરી એક વાર એ સૌંદર્યજ્વાલાનાં દર્શને જીવનને ધન્યતા મળી જશે એ પ્રેરણાએ હું પડ્યો પડ્યો કોઇ અકલ્પ્ય આનંદની ઊર્મિઓ અનુભવતો હતો.

અને બન્યું પણ એમ જ. જે રીતે સિનેમાઓ અને નાટકોમાં અમુક પડદા પછી અમુક દશ્ય આવવું જ જોઇએ એ પ્રમાણે, આ પ્રસંગે પણ એવું જ બન્યું. ઉમાનું દ્વાર ઉઘડયું અને તેના જીવન નાટકનો પ્રવેશ ભજવવા એ મારા તરફ મંદ, છટાદાર ચાલે ચાલી આવતી હતી એ હું જોઇ શકયો.

ગઇ રાતના જેવું જ એ શ્વેત ઉત્તરીય એણે સુકુમાર શરીર ઉપર વીંટી લીધું હતું, એની વેણીમાં કેશુડા ગુંથાઇને તેનું અભિરામ સ્થાન દીપાવતા હતા, અને ભાલમાં કુંકુમનો ચાંદલો ! ઓહ ! જાણે આકાશના શશિયરને તોડી એ ત્યાં ગોઠવી દીધો હશે ! કે ભગવાન ઇંદ્રના મણિમુકુટમાંથી કોઇએ એ સુંદર મણી લઇ ઉમાને આપી દીધો હશે !

એ નજીક આવી એટલે એના મુખકમળ તરફ મેં મારી દ્રષ્ટિ વધુ તીવ્રતાથી ખોડી. ત્યાં ઉલ્લાસ કે આનંદ નહોતો. પ્રેયસી તેના પ્રેમીને જે વિરહાતુર નયને-હૃદયે મળવા આવે છે એમાંનું કંઇ યે ઉમામાં મેં ન જોયું. શ્યામ કલ્પનાઓ અને પરિતાપના સતત્ વેગવંત પ્રવાહ પછી ઢીલું અને નિશ્ચેત એ બની ગયું હતું. એ ચાલતી હતી પણ એનાં ચરણોમાં જાણે ...ારસ જીવનનો થાક ઉતરતો હોય, જાણે ડગલે ડગલે, નિરાશા

અને વેદનાનું ગીત છલકતું ન હોય, એવી કારુણ્યની મૂર્તિ સમી એ ઉમા!

'ઓહ્ ! જીવનનિધિમાં તારા ભયંકર હાસ્યથી પરિતાપ અને શોકની છોળો ઉરાડતા ભાગ્ય! તારામાં કંઇ જાનનું વિનાશક તત્ત્વ સમાયેલું છે?' એવું મારાથી અચાનક બોલાઇ જવાયું.

આવતાં વેંત એ મારા ચરણ આગળ ઢગલો થઇને પડી અને કહ્યું: "ઇન્દુ! મારા પ્રાણ!"

શું કરવું એ મને સૂઝયું નહિ. ઉમા મારા ચરણમાં પડી હતી. ઉમા—અમારી નાનકડી પાડોશણ—જેના હાસ્યથી હું પુલકીત બની નાચી ઉઠતો, જેના એક શબ્દથી મારા અંતરની સીતારીઓ ઝણઝણી ઉઠતી એ—મારી ઉમા— આજ મારા ચરણને તેના નયનનાં ઉન્હા અશ્રુજલથી પ્રક્ષાલી રહી હતી, —આક્રંદી રહી હતી—મારો આશ્રય શોધી રહી હતી.

મારા ચરણની રજ માથે ચડાવી એણે ફરી વાર કહ્યું: "તું મને ખરેખર ચાહે છે? ઇન્દુ!"

મેં ગદગદિત્ બની કહ્યું: 'ભકતો પ્રભુમાં શ્રધ્ધા રાખે છે, એવી તારી શ્રધ્ધાથી મારૂં હ્રદય તું કયારની યે તારૂં કરી બેઠી છે. કહે, હવે એ બીજા કોઇનું થવાનું છે?'

'તું મારો તારણહાર બનીશ ત્યારે? આ સંસારની પારાવારતામાંથી તું મને જ્યોતિ ભણી દોરી જઇશ? મારી જીવનનૌકાને આરાપાર, અફાટ જલધીમાંથી બચાવી, જ્યાં પ્રેમ અને લાગણીનું શાશ્વત રાજ્ય છે, ત્યાં લઇ જઇશ? કહે, કહે. તું મારો તારણહાર થઇશ?'

કોઇ કરુણ સંગીત જેવું ભાવનાગાન તેના અમૃતભર્યાં

દેહમાંથી સરતું હતું.

મેં ઉત્કંઠિત બનીને કહ્યું:

'તારા શબ્દે શબ્દે હું મારા શ્વાસને ગુંથી લઉં એવું મને થાય છે. તારી મધુર પ્રેરણાએ હું મારા જીવનનો જ્યોતિપંથ નિહાળું છું. કુસુમો જે રીતે ધન્ય બની પવનના પ્રાણને ચૂમે છે, અને તેમના જીવનનાં ગાન અને પ્રાણ એક કરે છે, એ રીતે ઓ! ઉમા! તું મારા પ્રાણમાં ગુંથાઇ જા, મારા જીવન ગીતમાં તારી પ્રેરણાને જકડી આપણે દિવ્ય, આદર્શ જગતની કેડીએ ઉપડી જઇશું.'

અને એ શબ્દોએ ઉમાના અંતરમાં નવચેતન ઉઘડ્યું. તેણે આંખો લુછી નાખી, અને મારા દેહને ગાઢ આશ્લેષ આપી મારૂં આખું વદન એણે ચૂમી લીધું.

આકાશમાં ભગવાન ચંદ્રમૌલીને જે વિરહ આતુરતાથી દેવી પાર્વતિ ચૂમતી હતી એ દ્રશ્યનું મને સ્મરણ થયું.

*                    *                    *

ઉમાના પેલા વૃધ્ધ કાકા મને જરા યે ગમતા નહોતા. જ્યારથી એણે ઉમાના ઘરમાં પગ દીધો હતો ત્યારથી એનો પગ મારા હૃદયમાં કોઇ તીક્ષ્ણ કાંટાની જેમ ખૂંચતો હતો. તેનું નામ કંચનરાય હતું, પણ તેના વદનમાં, ખરૂં કહું તો હ્રદયમાં પણ, શ્યામ રંગ હતો. એની કેટલીક ખાસીયતો મને જરા પસંદ નહોતી અને વારંવાર તેની બળખા કાઢવાની ટેવ, અને બર્મા સીગારને એ જે આનંદથી પીતા, અને પછી ધૂમાડાનાં વર્તુલો અધ્ધર હવામાં ફેંકી જાણે એ ઘરમાં આગ લાગી ગઇ હોય એવી બાષ્પ ગંધથી વાતાવરણમાં ભયપ્રદ સ્થિતિ ઉત્પન્ન કરતા એથી તો હું કેટલીક વાર મનમાં ખૂબ ચીડાઇ ઉઠતો; પણ

હું એને શું કહી શકું ?

મારા બધા વિચારો ઉમામાં કેન્દ્રિત બન્યા હતા. એને કંઇ પણ થાય; એની જરા સરખી યે લાગણી દુખાય, એને કોઇ પણ પ્રકારનું દુઃખ આવી પડે, તો એ બનતી ત્વરાએ દૂર કરવાનો મનસુબો મેં ઘડયો હતો.

કારણ એ નિઃસહાય ઉમાનો જાણે હું તારણહાર હોઉં, જાણે તેનાં બધાં ય દુઃખ, રોગ અને શોકનો પળવારમાં નાશ કરી શકું એવો શક્તિવંત મહાપ્રભુ હોઉં, જાણે હું બધી રીતે તેનો સ્વામી બનવા, તેને મારા હૃદય સાથે ચાંપી રાખવા સમર્થ અને લાયક હોઉં એવું મનથી માનવા લાગ્યો.

પણ મારા એ સ્વપ્નકિલ્લાઓ ભૂકકો થઇ ઉડી ગયા. ત્યારે જ મને ભાન થયું કે ઉમા કંઇ મારી માલીકીની વસ્તુ ન હોતી. એને લાડથી પોષી શકે એવી વ્હાલસોઇ માતા હતી. એને ફાવે ત્યાં સ્વયં પ્રેરણાથી પરણાવી શકે, એના જીવનમાં સુખ, સમૃધ્ધિ અને આનંદની રેલમછેલ ભરી શકે એવો સમર્થ અને પીઢ કાકો હતો, અને હું? હજુ ઉછરતો યુવાનીયો. જગતની દ્રષ્ટિએ અનુભવહીન, જ્ઞાનહીન, માત્ર કૉલેજનાં પુસ્તકોની ધૂળ નીચે દટાયલો, કદીક કાલીદાસ કે શેક્સપીઅરનાં રોમાન્સ ભરપૂર નાટકો વાંચી, કોઇ સૌંદર્યમુખી કુમારિકા પાછળ પાગલ બની જનાર કોઈવાર એના સાથે લગ્નગ્રંથીથી જોડાઇ જીવનમાં દિવ્યતા ભરવાનાં સ્વપ્ન કિલ્લાઓ રચાવામાં કલાકો સુધી વિચારમગ્ન થઇ બેસી રહેનાર એક ક્ષુદ્ર કલ્પનાજીવ !

જો કે હું અને ઉમા સમોવડીયાં હતાં, અને જો કે અમારી જ્ઞાતી સુત્ર, સંબંધ બધાં એક જ હતાં, છતાં મારાથી એમ કેમ કહી શકાય, કે એ ઉમાને, મારા હૃદયની દેવીને, મારી સાથે જ લગ્નગ્રંથીથી બાંધી દો !

અને ઉલ્લાસ, કોડીલી નવવધુના મુખ ઉપર જોવામાં આવે છે, એમાંનું કશું યે ઉમાના મોં પર મેં ન ભાળ્યું. એના રતુમડા ગાલની સુરખી ઉડી ગઇ હતી, અને તેને બદલે ધતુરાના ફુલ જેવી ફીક્કાશ તરવરતી હતી. એના મુખ ઉપરની અકથ્ય ગ્લાની હું વાંચી શકતો હતો.

ઉમા પરણીને સાસરે ગઇ એ બધું એક સ્વપ્ન જેવું બની ગયું. મારી સામે ઉમાની એ સ્નેહાળ, વત્સલ મૂર્તિ નહોતી એ મને ત્યારે જ લાગ્યું, જ્યારે મારા જીવનનો આનંદ સૂકાઇ ગયો, કવિતા મરી ગઇ. સાસરૂં ગામમાં જ હતું એથી તેની માતાને એ કોઇ કોઇ દહાડે મળવા આવતી. હું તેના મોં પરથી સ્પષ્ટ જોઇ શકતો હતો કે દિવસે દિવસે તેની માનસિક વ્યથા તેની મુગ્ધાવસ્થાને મારી નાખતી હતી. જાણે એના જીવનની અમૃત સંજીવનીની ઝરણી સુકાતી ચાલી હતી.

એ બધા પાપનું મૂળ હું હતો. એ ઘા જેવો તેવો નહોતો. એ ઘાએ તેના અંતરમાં ઉંડો વ્રણ પાડયો હતો. તેની દવા આ જગતના હકીમો પાસે નહોતી.

પ્રશ્ચાતાપના અગ્નિથી હું બળી રહયો હતો. કેટલા ય દિવસ સુધી એમ બળ્યો. વારંવાર પેલું છેલ્લું પ્રણયસંવનન મારા સ્મરણપટમાં ડોકાતું હતું, મને ઉપાલંભો દેતું હતું અને પેલા અર્ધઘેલછામાં બોલાયેલા શબ્દો આગળ કરતું હતું. 'ઉમા ! ઓ ઉમા ! આ સંસારની પારાવારતામાંથી ઉંચકી હું તને કોઇ સુવર્ણ-જગતની કેડીએ ઉપાડી જઇશ. હું તારો તારણહાર બનીશ.'

પણ ઉમાની વ્યથા મારા કરતાં યે વધુ જલદ હતી. મને જોઇ જોઇને એ સળગી ઉઠતી હતી. મારે માટે હવે તેના હ્રદયમાં સ્થાન નહોતું. ત્યાં ધિક્કાર, તિરસ્કાર અને ઘૃણા ભર્યાં હતાં. બિચારીને લઇ એ લાહોર ચાલી ગઇ.

× × ×

લગભગ એક વર્ષ સુધી ઉમા પાછી ઘેર ન આવી. મને થયું કે હવે એ લાહોરમાં સ્થાઇ રહેશે. એ એક વર્ષ મારે માટે કેટલું દુઃખદાયક ગયું એ હું જાણું છું. ખંડિત મંદિરના અવશેષમાંથી પ્રભુ ભલે ચાલ્યો જાય, પણ પૂજારી એ મંદિરમાં જે રીતે સાધના જારી રાખે છે, એ રીતે હું ઉમાને મારા હ્રદયમાં પધરાવી સ્નેહની અંજાલ ધરતો હતો. કુસુમની માલા ભલે સુકાઇ જાય, પણ એની સુગંધને અંતરમાં ભરી હું બેઠો હતો.

' ઓ ઉમા ! પવનની દરેક લહરીમાં તારા પ્રાણની સુગંધ હું ઝીલું છું '

એવું એક વાર એક કાગળ ઉપર ટપકાવી એ પત્ર ઉમાના શીરનામે મેં ધકેલી દીધો.

* * *

ઉમા પાછી ઘેર આવી હતી, ખૂબ માંદી થઇને. એની વૃધ્ધ માતા સારવારમાં જરા યે કચાશ રાખતી નહોતી. તેનું શરીર અત્યંત ક્ષીણ થઇ ગયું હતું. આંખોની તેજપ્રભા ફીક્કી પડી ગઇ હતી, તેના પ્રફુલ્લ હોઠ પરનું હાસ્ય ઉડી ગયું હતું. થોડા સમય પહેલાં જે છોડમાં નવવસંતનો ફાલ આવ્યો હતો, એ શિશિરના સપાટાથી અચાનક સૂકાવા લાગ્યો હતો.

ઘરમાં આઠેક દિવસ મંદવાડ ચાલ્યો. કોઇ કોઇ દહાડો હું ઉમાને ત્યાં બેસવા જતો. એની આંખોમાં મારા પ્રત્યે તિરસ્કાર હતો. મારી જોડે વાત કરવાનો પ્રસંગ એ ખોળ્યા કરતી, પણ પાડોશીઓની એટલી ભીડ રહેતી કે ઉમા એક શબ્દ સરખો યે ઉચ્ચારી શકતી નહિ. ડોસીના જમાઇએ તેની નવવધુને ઉગારવા બનતા પ્રયત્ન કર્યા, ખૂબ પૈસા ખર્ચ્યા, દવાદારૂ કર્યાં, પણ ઉમા બચી નહિ, તેનો જીવનદીપ હોલવાઇ ગયો.

મારું અંતર રડતું હતું. માત્ર જગતને બતાવવા હું હસતો, પણ મારા અંતરમાં ચીરા પડતા હતા, તેમાં જલદ આગ સળગી રહી હતી. એ આગ પશ્ચાતાપની હતી!

ચારપાંચ દિવસ પછી ઉમાની મા અમારે ત્યાં બેસવા આવ્યાં, ત્યારે ઘરમાં મારા સિવાય બીજું કોઇ જ ન હોતું. કદાચ આમ એકાંતનો પ્રસંગ શોધી ને જ એ આવ્યાં હશે. તેમની આંખો ઉંડી ગઇ હતી. હૃદયનું દુઃખ એક કરૂણ કાવ્ય જેવું હતું, જેના ભાવ તેમના મુખ ઉપર પથરાયેલા હતા. એ નીચે સાદડી ઉપર બેઠાં એવાં જ રડી પડયાં. રડતાં રડતાં એમણે કહ્યું: 'ઇન્દુ! એ તારા પાપે જ મુઇ. હા, તારા જ પાપે! મરતાં પહેલાં એ બધું મને કહેતી ગઈ. પુરૂષો આવા પાષાણ હૃદયના હોય છે, તેની મારી નાની બાળકીને શી ખબર? તેં એને તારા હૃદયમાં સ્થાન આપ્યું છતાં તારૂં વચન પાળી શકયો નહિ. કેટલું ભયંકર! ઓહ! કેટલું વેદનામય! જીવન દરમ્યાન એ તને જ ચહાતી હતી; અને મૃત્યુ પછી પણ ચહાશે.' એટલું બોલી ધ્રૂસ્કે ધ્રૂસ્કે એ રોવા લાગ્યાં. મારાથી આ સહન ન થઇ શકયું. હું બહાર ચાલ્યો ગયો.

બહાર જઇ હું કેટલું રોયો હોઇશ એ કહેવાની જરૂર નથી.

અર્ધા કલાક પછી મેં પુનઃ ઘરપ્રવેશ કર્યો, ત્યારે એ વૃધ્ધ માતાનું કરચલીઓવાળું મોઢું ત્યાં નહોતું. અખંડ અશ્રુ-ધારા પણ નહોતી. સાદડી ઉપર જ્યાં તે આવીને થોડી મીનીટો પહેલાં બેઠાં હતાં, ત્યાં એક જૂની વળી ગયેલી ચીઠ્ઠી પડી હતી.

એ ઉપાડીને મેં વાંચી:

'ઓ! ઉમા! પવનની દરેક લહરીમાં તારા પ્રાણની સુગંધ ઝીલું છું.'

'ઓ પ્રભુ! ઓ! પ્રભુ!' કહી હું મારી આરામખુરશી ઉપર ફસડાઇ પડયો!

# કદમ્બીની

અહો ! કદમ્બીની ! કેટલું સરસ નામ છે ! અને એ મારી પત્નીનું છે એવો એકરાર કરતાં હું જરા પણ ક્ષોભ પામતો નથી; કારણ એ નામમાં એની સાર્થકતા હું જોઉં છું. એનામાં કેટલા અવગુણો દટાયેલા પડયા છે એ જાણવાની મારી ઇચ્છા કદી યે થઇ નથી, પણ સદ્‌ગુણોએ મને હંમેશાં આકર્ષણ ઉત્પન્ન કર્યું છે.

એ તેના વાળને વર્તમાન યુગની સ્ત્રી પેઠે ગમેતેમ છટાદાર ઢબથી હોળે, વેણીમાં મૃણાલ ખોસે કે મચકુન્દ ગુંથે એ સાથે મારે કશી યે રકઝક નથી, પણ એના સૌંદર્ય માટે મને માન છે. મને કોઇ પણ પ્રકારે આકર્ષવાનો તેને હક્ક છે, એની ના મારાથી નથી પાડી શકાતી.

અને આ કદમ્બીની ! મારી પત્ની, જૂની નિશાળની વિદ્યાર્થીની છે. આભૂષણો સજવામાં અને સમાજમાં ઉચ્ચ સ્થાન લેવામાં એ જેટલી આગળ પડતી છે, એટલી જ કેટલીક અતી સામાન્ય માન્યાતાઓ, વહેમો, અને આશંકાઓના આવરણ નીચે દટાયેલી પણ છે. એથી કોઇ વાર હું બોલી ઉઠું છું ' ઓ કદમ્બીની ! તારી કલ્પનાઓ કયારે સળગી ઉઠશે ? કયારે તારા જીવનમાં પ્રભાતનો ઉઘાડ ફેલાશે ? '

અને કોઇ મહાન વિજેતાની પેઠે એક મોટું અટ્ટહાસ્ય કરી સામેના મહાકાય અરિસામાં તેના વાળની લટો વ્યવસ્થિત ગોઠવતી એ મને કહે છે " મને મારી માન્યતાઓ ગમે છે એટલે અંશે એ સાચી છે. તમારા આદર્શ, અને ઉચ્ચ જીવનની કલ્પનાઓ

ઉતરતો નથી; કારણ ભંગીઓને અને બીજી હલકી કોમોને એ અંતરથી ધિક્કારે છે. સમસ્ત જગત ભલે આજે જ બધી હલકી કોમોને અપનાવે, તેમને મંદીરપ્રવેશનો હક્ક આપે, અને તેમની સાથે એક હરોળમાં બેસી મીજબાની ઉડાવે, પણ કદમ્બીની તેની માન્યતામાં મક્કમ છે. તમે એક પત્થરને ચળાવી શકશો, પણ કદમ્બીનીનું પત્થર જેવું હ્રદય જરા પણ ડગશે નહિ.

અમારા કમ્પાઉન્ડમાં દિવાળી વાળવાનું કાર્ય કરે છે, એ ભંગી જાતની છે, ગરીબ છે. કોઇ કોઇ દહાડો હું તેને ચાપાણીના પૈસા, નો કોઇ દહાડો મારા જૂનાં કપડાં આપી દઉં છું, ત્યારે કદમ્બીનીની ક્રોધજ્વાલા ભભૂકી ઉઠે છે.

એ કહે છે " તમે આ રીતે આખું ઘર લુંટાવી દેશો. એ જાતને શરમ જ ક્યાં છે ? અને તમે આમ એક ભંગીસ્ત્રી સાથે ઉઘાડે ચોકે વાતચીતનો પ્રસંગ રાખો એથી સમાજમાં આપણી કેટલી હલકાઇ થાય એનું તમને જ્ઞાન છે ? "

અને હું દલીલ કરું છું " પણ એ લોકો શું માણસ નથી ? જો તમે પશુપંખીને ચારોપાણી આપો, કદાચ સગવડે ઘરઆંગણે પોષો, માવજત કરવાનું પણ ન ચૂકો, તો શું આ બિચારા ભંગીઓ આ પશુપંખીથી પણ ઉતરતા ? અને ક્ષણવાર આપણા સમાગમમાં આવવા માટે, થોડીક વાતચીત માટે પણ આવકારને પાત્ર નહિ ? "

પણ કદમ્બીની વધુ ગુસ્સાથી ચિત્કારી ઉઠે છે. " એ લોકોના જંગલીવેડા તો જુઓ ! આ તમારી લાડકી મેતરાણી દિવાળી ! એના ટોપલામાં એ ઘેરઘેરથી ભિક્ષા માંગીને રાંધેલું અન્ન એકઠું કરે છે. સુનારના, લુહારના, ચમારના, મુસલમાનના ગૃહમાં પકાવેલું બધું યે એ તેની ફાટેલી ટોપલીમાં સંગ્રહે છે. પછી તેના

ઉપર લાકડાના નાના ટુકડા, કપડાંનાં ગાભા, કોઇ સડેલી ચામડાની બુટની જોડી, કોઇ ગંધાતી ટોપી, એ બધું યે એક જ ટોપલીમાં હડસેલીને લઇ જાય છે અને એ રીતે આખા શહેરનો એઠવાડ આરોગી આનંદથી મસ્ત થઇ રહે છે. કોઇ વેળા બીડીના ધુંવાડા પણ કાઢે છે. આને તમે માણસાઈ કહો છો ?"

કદમ્બીનીને શાંત પાડવાના હેતુથી હું કહું છું:

"એમની અસંસ્કારિતાએ એમને ઊંધે રસ્તે દોર્યા છે અને આપણે તેમની ટુંકી બુધ્ધિ અને ઓછી આવડતનો લાભ આપણું શ્રેય સાધવા અર્થે લીધો છે. જે અખંડ ભક્તિથી એ આપણને પ્રસન્ન રાખે છે, દિનરાત કાર્યરત બની આપણો એઠવાડ સાફ કરે છે, આપણાં મોરી કાકુસ વગેરે સાફ રાખી સ્વયં મેલીઘેલી બની આપણી પાસે દીન બની આપણા ચરણની રજ ચૂમે છે, તેમને માટે આપણે શું કર્યું છે ? જે થોડું આપણે તેમને આપીએ છીએ, અને જે થોડુંક મ્યુનીસીપાલીટી પાસેથી તેમને મળે છે, એથી જીવનની જરૂરીયાતો પૂરી પાડવાનું કાર્ય મને તો મુશ્કેલ લાગે છે. એથી એ બધાંનું બચેલું અનાજ ખાય છે, ફાટેલાં, ઉતરી ગયેલાં કપડાં પહેરે છે અને સમસ્ત માનવજાતની સ્વાર્થમય ભાવનાને નીચું જોવડાવે છે."

પણ મારા શબ્દોથી કદમ્બીની શાંત ન બનતાં ઉલ્ટી છંછેડાઇ પડી અને દિવાળીને અને તેની જાતને અનેક ઉપાલંભો, અને શ્રાપો આપતી આપતી રાંધવાના કાર્યમાં પરોવાઇ ગઇ.

*　　*　　*

એ દિવસો શરદઋતુના હતા એવું મને સ્મરણ છે. આકાશમાં મેઘમાલાએ સત્રાન્તી મહોત્સવ આરંભી દીધો હતો અને હું મારી આરામખુરશી ઉપર ગઇ કાલના એક બનેલા પ્રસંગ

ઉપર ઉંડું ચિંતન કરતો હતો, ત્યારે ભાવનગરની કોઇ 'દરિદ્ર રક્ષક સભા' તરફથી એક તાર આવ્યો અને પોસ્ટમેન ત્વરાથી એ મારા હાથમાં મૂકી ત્યાંથી વિદાય થયો. તારમાં મને જલ્દી ભાવનગર આવવા જણાવ્યું હતું. એ લોકોએ એક નાની વયની હિન્દુ બાળકીને મુસલમાનોના પંજામાંથી બચાવી હતી. એ લોકો તેને વટલાવવાના હતા, પણ સભાના અધ્યક્ષે મહા-મહેનતે તેને સાચવી રાખી હતી.

આ બાળકીને બચાવી લેવાની પ્રેરણા મારા હૃદયમાં જાગી. કોઇપણ પ્રકારે એ અસહાય ફૂલને મારા આશ્રય તળે ઉછેરવાના કોડ મને જાગ્યા; પણ એમ મારા દ્રઢ સંકલ્પથી કંઇ વળે તેમ નહોતું. કદમ્બીનીને મેં બધી પરિસ્થિતિથી વાકેફ કરી, ખૂબ મનાવી, તેના હૃદયમાં કોઇ પણ પ્રકારે એ કુમળી છોકરી માટે અનુકંપાની લાગણી ઉત્પન્ન કરવાનું, એ માબાપ વગરની અ-નાથ દુહિતાની વહારે ધાવા ઉશ્કેરવાનું કામ મેં કર્યું અને ઘણી આનાકાની પછી એનું અંતર પીગળ્યું પણ ખરૂં; પણ તે એક શરતે. એ છોકરી ઉંચા કુળ અને ગોત્રની હોવી જોઇએ, નહિતર એક દિવસ પણ તેના ઘરમાં એને રાખવા એ ખુશી નહોતી.

વાતાવરણમાં અને પરિસ્થિતિના વમળમાં ગુંચવાતો ગુંચવાતો હું ભાવનગર પહોંચ્યો અને એ બાળકીને જોઈ. હજુ માંડ આઠેક શરદ તેણે જોઇ હશે. એ સ્વરૂપમૂર્તિ હતી. તેની આંખોમાં પ્રભાતે ખીલી ઉઠતા શેફાલી ફુલોની માર્દવતા હતી, પ્રેમની રસગંગા જાણે નિરંતર વહી રહી હતી. એ સર્વાંશે અનુપમ હતી. તેના ઘાટીલા અવયવો, સુકુમારતા અને ગુલાબી સુરખીથી ચમકતું મુખારવિંદ જોઇ, આ નાની છોકરીને મારા ઘરમાં જ ઉછેરવાના મનસુબા ઉપર હું આવ્યો.

અને તેનું નામ ઊર્મિલા હતું. એ અમારી જ કોમની ઉચ્ચ ગોત્રની હતી એવું સભાના અધ્યક્ષે ખાત્રીપૂર્વક કહ્યું અને મને શ્રધ્ધા પણ બેઠી. હું મારી જાતને ધન્ય માનવા લાગ્યો. મારા ઘરમાં એક પણ હસતા બાળકનું મુખારવિંદ નથી, કાલકીલાટ કે ઉલ્લાસ નથી. ઊર્મિલા મારા સૂના, બાળક વગરના ઘરમાં તેના જીવનના ઉલ્લાસથી રસની છોળો ઉછાળી દેશે, એ મધુર કલ્પનાએ હું રાચવા લાગ્યો. ઊર્મિલાને લઇ હું મારે મુકામે પહોંચ્યો.

અને આ ઊર્મિલા પણ જાદુની પુતળી હતી એમ કહું તો ચાલે. તેની બોલવાની ઢબ, વિનયશીલ વર્તણુંક અને મીલનસાર સ્વભાવથી એ કદમ્બીનીને પ્રિય થઇ પડી. જાણે કદમ્બીનીના જીવનમાં આનંદની ભરતી ચઢી. ઊર્મિલા જાણે તેની પોતાની બાળકી હોય, જાણે પોતે જ તેની જનેતા હોય એવા મંત્રમુગ્ધ આકર્ષણથી પરસ્પર પ્રીતની શૃંખલા બંધાઇ ગઇ.

કદમ્બીનીનું હૃદય વાત્સલ્યભાવથી છલકાઈ જવા લાગ્યું. હવે જ તેને ખબર પડી કે જીવનમાં અથવા ગૃહમાં બાળકોનું શું સ્થાન છે? અને આ કીલકીલાટ, આ મધુરાં સંભાષણો, કદીક કદીક કોઇ ઊર્મિગીતના લહેકાઓ, એ બાળકોની નિર્દોષતામાંથી સરતા જોવા, અનુભવવા, એમાં પણ જીવનની ધન્યતા નથી? જેમ જેમ ઊર્મિલાના સમાગમમાં એ વધુ નિકટ ખેંચાતી ગઇ, તેમ તેમ તેના જાદુએ તેના અંતરમાં કોઇ અજબ સ્પર્શ કર્યો.

એણે પ્રથમ ઊર્મિલાને શિક્ષણ માટે નિશાળે મોકલવાની વ્યવસ્થા કરી અને ઊર્મિલાએ પણ ચપળતાપૂર્વક અને બધી યે ખંતથી તેના નિર્દોષ કૌમારમાં સુંદર સંસ્કારોનું બીજારોપણ કર્યું. એની વાતચીતમાં, વર્તણુંકમાં, હવે એક પ્રકારની સંસ્કારી-

તાની ઝમક તરવરવા લાગી. જેમ સુખડની સુગંધથી વર્ષોથી અવાવરૂ પડેલો ઓરડો મઘમઘી ઉઠે છે, જેમ પ્રથમ વર્ષે જ ફુલો બેસતાં પલાશનો છોડ ખીલી ઉઠે છે, એ પ્રમાણે ઊર્મિલાનો જીવનછોડ નવી સંસ્કારિતાથી અને ઉમદા વિચારોથી ખીલી ઉઠયો.

જેમ જેમ ઊર્મિલા વયમાં વધવા માંડી, તેમ તેના શરીરમાં ક્રમિક રૂપાંતરો થવા લાગ્યાં. હવે તે બોલતી ત્યારે તેના હોઠમાં મેઘધનુષ્ય ચીતરાઇ જતું, એ હસતી ત્યારે જાણે અમૃતના બિન્દુઓ વેરાઇ જતાં ન હોય!

ઓહ્! આ ઊર્મિલાએ હવે પ્રજ્ઞાસ્વરૂપ પકડયું હતું. કદમ્બીની તેને જોઈ જોઇને નાચી ઉઠતી, તેના વિશાળ કપાળમાં કુંકુમનો ચાંદલો એ જાતે જ કરી આપતી. તેના લાંબા, મુલાયમ, રેશમી વાળમાં બોરસલ્લીનું તેલ સીંચી, સુંદર વેણી ગુંથી, તેમાં તાજા ગુલાબ અને ચમેલી, એ જાતે જ બોસી આપતી અને પછી તેની રેશમની છત્રી જેવા દીર્ઘ પક્ષ્મો ચૂમી, એ ઉલ્લાસિત થઇ બોલી ઉઠતી 'ઓ ઊર્મિલા! તું તો જાણે દેવકન્યકા! કઇ મેનકાએ તને આમ બચપણમાં મૂકી દીધી હશે?' અને જવાબમાં ઊર્મિલા એક છાનું મૃદુલ હાસ્ય કરી તેના પાલવમાં પોતાનું મોઢું સંતાડી દેતી.

* * *

હવે ઊર્મિલાએ નિશાળે જવાનું છોડી દીધું. એ મોટી ઉમ્મરની થઇ હતી અને તેની દેહવલ્લીમાં યૌવનની ટશરો ફૂટી નીકળી હતી. કદમ્બીની હવે એક જ ચિંતામાં પડી હતી. ઊર્મિલા માટે કેવા પતિની પસંદગી કરવી? કોઇ લક્ષ્મીનંદનની શોધ કરવી કે ગરીબની? કોણ વધુ સરસ રીતે ઊર્મિલાને સાચવી શકશે? કોણ આ સ્વરૂપના ઢગલાને પ્રતિભાના મયૂરાસને બેસાડી શકશે?

પણ ઊર્મિલાના જીવનને એ લગ્નની અતી પવિત્ર ભાવનાથી રંગી દે એ પહેલાં જ એક પ્રસંગ બની ગયો.

એ પુરૂષોતમ માસ ચાલતો હતો. જીવનને પવિત્ર ધર્મભાવનાઓથી ઉજ્જવલ કરવા ભગવાન ચંદ્રમૌલીએ એ માસ નિર્ણિત કર્યો હોય એવું કેટલીક ધર્મપરાયણ સ્ત્રીઓનું કહેવું છે. આ માસમાં જાણે બધું પવિત્ર પવિત્ર લાગે છે. વૈષ્ણવીઓ શુધ્ધ વસ્ત્રો સજી મંદિરે, હવેલીએ, દેવદર્શને જાય છે. કદમ્બીની પણ મેં આગળ જણાવ્યું એ પ્રમાણે ધાર્મિક પ્રવૃત્તિઓમાં ખૂબ ભાગ લેતી હોવાથી એક દિવસ ઊર્મિલાને સાથે તેડી હવેલીએ દર્શન કરવા જઇ રહી હતી.

હવેલીના બારણા પાસે જ એક વૃધ્ધ મહેતરાણી બગલમાં ઝાડુ મારી આનંદથી કોઇ મહેતર સાથે ભૂતકાળનો કોઇ જીવન પડદો ઉખેડી રહી હતી, એવામાં એની નજર ઊર્મિલા ઉપર પડી. એણે કૌમારમાં પ્રફુલ્લતી આ છોકરીને ધારી ધારીને જોઇ, પછી થંભી ગઇ. એના સ્મરણમાં વર્ષો પહેલાં જોયેલી કોઇ છોકરીનું સ્નેહાળ હસતું મોઢું ચીતરાઇ ગયું. એણે જરા સ્વર લંબાવીને કહ્યું: ' કંકુ ! ઓ કંકુ ! "

ઊર્મિલાએ તેના તરફ દ્રષ્ટિ ફેરવી. ઉલ્લાસિત થઇ એ બોલી ઉઠી " ફઇ ! ઓ ફઇ ! તમે અહીં ક્યાંથી ? " બસ થઇ ચૂક્યું. કદમ્બીનીની ભ્રમણા ભાંગી ગઇ. તેના સોનેરી સ્વપ્નકીલ્લાઓ એક ફુંક સાથે હવામાં ઉડી ગયા. તેના મનોરથોની પગદંડીએ વેદના, અને પશ્ચાતાપનાં કાવ્ય પથરાઇ ગયા.

એણે ઊર્મિલા અને પેલી મહેતરાણી વચ્ચે થયેલી વાતચીત સાંભળી હતી. એણે જોઇ લીધું કે ઊર્મિલા એ ઊર્મિલા નહોતી, મહેતરાણી એ મહેતરાણી હતી, અને ભાવનગરના પેલી ' દરિદ્ર રક્ષક સભા' ના અધ્યક્ષ એ અધ્યક્ષ નહોતા—દંભ અને અસત્યનું પુતળું

હતા. એણે કદમ્બીનીને ફસાવી હતી, અમારા ઘરને વટલાવ્યું હતું.

'ઓ પ્રભુ ! ઓ પ્રભુ ! હવે હિંદુ સમાજની વેધક દ્રષ્ટિ શી રીતે ખમાશે ? શી રીતે આ દંભ અને અસત્યના કુંઠિત વાતાવરણમાં રહી શકાશે ?' એવું કંઇક કદમ્બીની પોતાના ખાનગી ખંડમાં એકલી બેઠી બેઠી બબડતી હતી. પછી એ સ્વસ્થ બની, ભીંજાઇ ગયેલી પાંપણો લુછી નાખી, અને બાજુમાં બેઠેલી શાંત, વેદનાની મૂર્તિ જેવી ઊર્મિલા તરફ ફરી.

'એ તારી ફઇ હતી ઊર્મિલા!' જોરથી રડવા જેવો ઘાંટો કાઢી કદમ્બીની બોલતી હતી.

"ના, હું એને નથી પીછાનતી" પોતાનું મોઢું નીચું નાખી દઇ ઊર્મિલાએ કહ્યું. એના અવાજમાં ધીમા રૂદનનો સ્વર સંભળાતો હતો.

"પણ એણે કહ્યું ને 'કંકુ ! ઓ કંકુ !' તારૂં નામ કંકુ છે ને ઊર્મિલા ?"

જવાબમાં ઊર્મિલા રડતી હતી. હવે તેના રૂદનનો સ્વર સ્પષ્ટ સંભળાતો હતો. રડતાં રડતાં તેણે કહ્યું:

"હું કંઇ યે જાણતી નથી ઓ મા ! ઓ કદમ્બીની મા ! બચપણમાં મેં માબાપ ગુમાવ્યાં છે. હવે હું તમારી શરણાગત છું, તમારે ચરણે પડી પાર્યું છું ઓ મા ! મને તિરસ્કારશો મા, હડસેલશો મા." અને તેના એકાટ રૂદનધ્વનિમાં ઓરડાનું વાતાવરણ વધુ ગમગીન અને શોકપ્રદ બનતું ગયું.

* * *

બીજી પ્રભાતે હજુ હું પથારીમાંથી બેઠો થઇ, અરિસામાં જોઇ મારા માથાના ચીંથરા જેવા વળી ગયેલા વાળ ઠીક ઠીક ગોઠવતો હતો ત્યાં બીજું કોણ આવા મંગલમય સમયે તેના પવિત્ર

પદામ્બુજોથી મારું ગૃહઆંગણું ઉજ્જવલ કરે ? પણ પેલી મહેતરાણી જ, કંકુની ફઇબા ! એણે શ્યામ સાળુ પહેર્યો હતો, અને તેની પાછળ પાંચેક બીજા મહેતરોનું ડેપ્યુટેશન જાણે મારા ઘરની જડતી લેવા કોઇ સી. આઇ ડી. ઑફીસરોનુ મંડળ આવી રહ્યું હોય એમ ડગલાં માંડતું આવતું હતું, હું વિસ્મિત બની ગયો, શું કરવું એ મને સૂઝયું નહિ. આમ વિના હુકમ ઘરપ્રવેશ કરનારા આ મહેતરો માટે મારા ગુસ્સાની જ્વાલા ઉગ્ર બની ગઈ

પણ હું કંઇ શબ્દોચ્ચાર કરૂં એ પહેલાં જ કદમ્બીની બહાર આવી. એણે ચંડીકાનું સ્વરૂપ ધર્યું હતું. એની આંખોમાં જ્વાલામૂખી પ્રગટ્યો હતો. એણે કહ્યું 'કેમ તમે લોકોએ શું ધાર્યું છે ? આ ઘર કંઈ મહેતરોનું નથી. શુધ્ધ વૈષ્ણવજનનું છે, શા માટે તમે અહીં ધસી આવ્યા છો ?"

સૌથી પહેલાં કંકુની ફઇબા બોલી: 'અમને અમારી કંકુ પાછી સોંપો માબાપ !' કહી એ નીચે જમીન ઉપર બેસી ગઇ.

'પણ તને કોણે કહ્યું કે તારી કંકુ અહીં છે ?' વધુ ચીડાઇને કદમ્બીની બોલી 'ચલાવ, નીકળો મારા ઘરમાંથી.'

'મારી કંકુ અહીં જ છે. અરેરે ! આજ કેટલાં વર્ષોથી હું એની શોધ પાછળ પાગલ બની રખડું છું ? કેટલા પૈસા અને લોહીનું પાણી કર્યું અને કાલે મારી કંકુ મને મળી. એ તમારી સાથે જ હતી, અને કેવા સુંદર શણગાર એણે સજ્યા હતા ? જાણે કોઇ આકાશની પરી !"

"પણ ધાર કે એ કંકુ તારી ન હોય તો ! તેં જોવામાં ઉતાવળ કરી હોય તો ?" કદમ્બીની વચ્ચે જ બોલી ઉઠી.

'ના, ના, એવી ભૂલકણી હું નથી. જનેતા એના બાળકને ન ઓળખી શકે તો ધરતી રસાતાળ જાય. અને કંકુ ! મારી કંકુને

મેં પાંચ વરસ ઉછેરીને મોટી કરી છે. મારા ખોળામાં એ રમી છે, મારી છાયામાં એ ઉછરી છે. માબાપ ! આજ આટલાં વરસો પછી પણ એનું મોઢું મારા મનમાં રમે છે. એ રેખાઓ હું નથી ભૂલી શકતી. તમે મારી કંકુને અહિં લઇ આવો. એની બગલમાં એક કાળો ડાઘ છે. એ મારી કંકુ છે, બીજા કોઇની નથી.' કહી ફરી વાર એ શ્યામ વસ્ત્રસજ્જીતા પાલવ પાથરવા લાગી, વિનીતભાવે હાથ જોડી કહેવા લાગી. કદમ્બીની ગુસ્સે થઇને ત્યાંથી ચાલી ગઇ અને થોડીવારમાં આંસુથી ખરડાયેલી ઊર્મિલાને લઇને પાછી વળી.

'આ જ તારી કંકુ છે?' કદમ્બીનીએ જોરથી ઘાંટો પાડીને કહ્યું.

વાછરડાને જોઇને જે રીતે ગાય દોડી તેને પોતાની જીભથી ચાટવા લાગે છે, અનંતકાલથી વિયોગી બનેલા બે આત્માઓ જેમ એકબીજાને નીરખીને હર્ષોલ્લાસિત થઇ એકબીજાના ઉર ઉપર ડોક નાખી દે છે, એ રીતે આ બન્નેનું થયું. "કંકુ ! ઓ મારી કંકુ ! આજ કેટલા દિવસ પછી તારૂં ગરવું મોં હું જોવા પામી !" કહી વૃધ્ધાએ કંકુને એક ગાઢ આશ્લેષ આપ્યો અને તેના સુકુમાર વદન ઉપર, બીમ્બાધરો ઉપર અનેક મીઠાં, શીતલ પ્રેમચુંબનો ચોડી દીધાં.

"ફઇ ! ઓ ફઇબા !" કહી રડતી કંકુએ એ વૃધ્ધાના લાગણીભીના ઉરમાં પોતાનું આંસુભીનું મોઢું છુપાવી દીધું.

કદમ્બીની અને હું આ પ્રેમ અને લાગણીના મધુર દ્રશ્યને જોઇ શરમાઇ ગયાં, વિસ્મિત થયાં.

બન્નેને આમ એકબીજાના દૃઢ આશ્લેષમાં પડેલાં જોઇ કદમ્બીનીથી ન રહેવાયું. એણે પૂછ્યું 'તારી ફઇ સાથે તારે જવું છે કંકુ ? એ તને તેડવા આવ્યાં છે.'

એ વૃધ્ધાના સ્નેહાળ હ્રદય ઉપર માથું નાખી દઇ એણે જવાબમાં હા પાડી.

હવે જ કદમ્બીનીને ખબર પડી કે માતૃસ્નેહ એટલે શું ? રાતે જ્યારે પોતાનું બાળક ઘેર નથી આવતું ત્યારે માતા કેવી ઝંખનાથી પીડાય છે ? કેટલી શંકા આશંકાઓમાં લપટાઇ જાય છે ? આ કંકુ તો તેના પ્રિય સ્વજનથી આજ વર્ષો થયાં છૂટી પડી ગઇ હતી, એટલે તેને પોતાના આશ્રય તળે ખેંચી લેવાની જે ઉત્કંઠા આ શ્યામવસ્ત્રપરિધાનિત વૃધ્ધ ફૂઇને હતી એટલી કંકુને હતી; કારણ એ એના ખોળામાં ઉછરીને મોટી થઇ હતી, એનું અમૃત એણે પીધું હતું.

આખા કરૂણ નાટકનો છેલ્લો પડદો ઉપડી ગયો. કંકુને તેની ફૂઇબા મારા સ્વના ગૃહમાંથી લઇ જવા ઉતાવળાં થયાં હતાં, આ કંકુ, જેને હું લાગણી અને પ્રેમથી દોરાઇ ભાવનગરથી અહીં લઇ આવ્યો હતો, જેને કદમ્બીનીએ—મારી પત્નીએ હ્રદયનાં બધાં યે વાત્સલ્ય અને પ્રેમથી ઉછેરીને આટલી મોટી કરી હતી; જેને ભણાવવા પાછળ, એક સંસ્કારી કુટુંબની દુહિતા બનાવવા પાછળ, કદમ્બીનીએ ખૂબ શ્રમ અને મહેનત લીધાં હતાં.

એ અત્યારે તેના જૂનાં ભૂતકાળનાં સ્વજનો પાછળ પાગલ બની દોરાઇ રહી હતી, કોઈ સુંદર ઉચ્ચ ભૂમિકા ઉપરથી એ ઊંડી વેદના અને અંધકારથી ભરેલી ખાઇમાં કૂદી પડવા તૈયાર બની હતી. મને એની દયા આવી, પણ મારાથી શું બની શકે ? જ્યાં ખુદ એનું અંતર જ તેને આ સુખી અને સંસ્કારી ઘરમાંથી ખસેડવા પ્રેરણા આપી રહ્યું હતું, ત્યાં મારા પ્રેમમય શબ્દો, કે વિનીત ભાવની પ્રાર્થનાઓનું શું ગજું ?

હવે જ કદમ્બીનીને જણાયું કે આ કંકુનું—મહેતર જાતીની સુંદર કુમારીકાનું તેના હ્રદયના કયા ભાગમાં સ્થાન હતું ! એક વખત

સખત પત્થરની દિવાલો, ઊંચે, અધ્ધર ને અધ્ધર ચડતી હતી. છેવટમાં એ આકાશના ક્ષિતિજ સાથે ભળી જતી દેખાવા લાગી, એ જડ દિવાલ કેટલી નક્કર! કેવી અભેદ્ય અને દંભની શીલાઓથી રચાયેલી પડી હતી?

ફરી વાર એની દ્રષ્ટિ કંકુ તરફ ફરી. એની આંખોમાં જે દયા અને પ્રેમની પવિત્ર ગંગા વહી રહી હતી એથી એનું અંતર ચીરાઇ ગયું, તેની આંખોમાં આંસુનાં પૂર ઉલટી પડયાં. રડતાં રડતાં એણે કહ્યું:

"શા માટે મારૂં ઘર તેં છોડયું? હવે એનાં દ્વાર તારે માટે સદા ય બંધ છે. કંકુ! ઓ કંકુ! ફરી વાર મારા હ્રદયની લાગણી શૂન્ય, જડ દિવાલોને તારા કરૂણ અશ્રુપાતથી પીગળાવવા ન આવતી. આ લે, મારો પ્રિય ચંદ્રહાર તને આપું છું. એથી તારૂં ભલું થઇ શકતું હોય તો!"

એટલું બોલી કદમ્બીનીએ પોતાના ગળામાં ઝૂલતો તેનો અમૂલ્ય પાણીદાર હીરાઓથી લચી પડતો ચંદ્રહાર કંકુના પગ પાસે ફેંક્યો અને બેફાટ રૂદન કરતી એ પુનઃ ઘરમાં પ્રવેશી અને તેનાં દ્વાર વાસી દીધાં.

પણ કંકુને તેના ચંદ્રહારની પડી નહોતી. ત્યાંથી અશ્રુભીની આંખે એ ચાલી ગઇ; એવી આશાએ કે એક દિવસ જરૂર તેની કદમ્બીનીનાં ગૃહદ્વાર તેને માટે ખૂલશે. ઓ! પ્રભુ! ઓ માનવહ્રદય!

બની ગઇ હતી તે. તેની સ્મરણમૂર્તિ !

કટકટ દાદર ઉતરીને એ નીચે ગઇ. એણે કંકુને નજદીક બોલાવી. "ફરી પાછી શા માટે અહીં આવી ? તને ત્યાં ગમે છે ને કંકુ ?" કદમ્બીનીએ જીજ્ઞાસાપૂર્ણ દ્રષ્ટિ નાખી તેને પૂછયું.

"દિવસના પરિશ્રમથી થાકીને પંખી જેમ પોતાને માળે આવે એ રીતે હું આવી છું. ઓ મા ! ઓ કદમ્બીની મા ! હું જીવનથી કંટાળી ગઇ છું, એ લોકો મને મારે છે, કુટે છે, લાંબા લાંબા રસ્તાઓ વળાવે છે, મારૂં લોહી ચૂસી લે છે. આ યાતનાઓથી હું પીસાઇ ગઇ છું. ઓ મા ! મને તમારૂં શરણ આપો. ફરી એક વાર તમારો સ્નેહાળ ખોળો આપો, માતા જેમ બાળકને આપે છે તેમ" ચોધાર આંસુએ રડતાં રડતાં, કંકુ બોલી રહી હતી.

કદમ્બીનીએ તેને નખથી શીખ સુધી એકવાર નીરખી લીધી. જો કે તેના વદન ઉપરથી લાલ સુરખી ઉડી ગઇ હતી અને રાતું લોહી શોષાઇ ગયું હતું, છતાં તેના કમનીય સૌંદર્યમાં, સુકુમારતામાં જરા સરખો યે ફેર પડયો નહોતો તેના હૃદયમાં ફરી વાર માતૃસ્નેહ જાગૃત થયો. એ ઊર્મિલા હતી, એ તેની લાડકવાઇ અત્યંત પ્રિય બાળકી હતી એનું તેને સ્મરણ થયું. એને થયું કે ફરી એક વાર તેના સુકુમાર મુખારવિંદને એ ચુંબનોથી નવડાવી દે, તેના સૂના અંતરમાં તેને હુંફ આપી શાંત કરી દે, પણ હવે એ બનવું શકય હતું ? સમસ્ત હિન્દુ સમાજની વેધક દ્રષ્ટિ તેના નાનકડા ગૃહ ઉપર મંડાઇ હતી, દરેક ઉચ્ચ વૈષ્ણવ તેના ઘરને આંગળીથી ચીંધતો હતો, ત્યારે ફરી વાર એ મહેતરની બાળકીને એ પોતાના સ્નેહાળ ખોળામાં સુવાડી શકે ? તેના ઘરની છાયામાં રાખી શકે ?

એણે બહારના જગત તરફ દ્રષ્ટિ ફેરવી. એણે જોયું તો જે સમાજના વાડામાં એ બંધાયેલી પડી હતી, એ વાડાની દિવાલો,

'ઊર્મિલા! ઓ મારી ઊર્મિ! કોઈ સ્વપ્ન જેમ મારા જીવનમાંથી તું આજે સરી જાય છે.' રડતાં રડતાં એ ઊર્મિલાની પાસે આવી અને લાગણીની પ્રબળતા ન રોકી શકતાં કોઈ પાગલની માફક ઊર્મિલાને તેના હ્રદયમાં સંતાડી દીધી અને તેના કંકુભીના કપોલ ઉપર માતૃપ્રેમનાં ઉન્હાં ચુંબનો ચોડી દીધાં.

*　　　*　　　*

બીજા દિવસે શહેરના છાપામાં કંકુની ચર્ચાએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું હતું. કેટલાયે છુતાછુતના દાંભિક હીમાયતીઓએ મારી અને મારા આખા કુટુંબની સખત શબ્દોમાં ઝાટકણી કાઢી હતી. હું વટલાઇ ગયેલો હોઇ વૈષ્ણવોની નાતમાં અથવા સમાજમાં રહેવા લાયક નથી રહ્યો એવું પણ કેટલાક ટીકાખોરોએ સળગતી કોલમોમાં જણાવ્યું હતું, પણ હું એ ટીકાઓને ઘોળીને પી ગયો; અપમાનોને, ગાળોને ગળી ગયો: કારણ મેં જે કર્યું હતું એમાં મારા અંતરનો સ્પષ્ટ ધ્વનિ હતો. મારે કોઇથી પણ ડરવાની જરૂર ન હતી.

*　　　*　　　*

લગભગ આઠેક દિવસ પછી જ્યારે હું મારા એકાંત ખંડમાં તાજું આવેલું છાપું વાંચી રહયો હતો અને બહાર રસ્તા ઉપર ઢોળાતી સંધ્યાની રંગીન જલઝાલકોને ભાવનાપૂર્ણ હ્રદયે નીરખી રહયો હતો, ત્યારે બરાબર મારા ગૃહ નીચે કોઇનો મધુર, પ્રેમમિશ્રિત અવાજ સંભળાયો "ઓ મા! ઓ! કદમ્બીની મા! કાંઈ ખાવાનું આપજો માબાપ!"

તેના ખંડમાંથી સફાળી ઉઠીને કદમ્બીની છજામાં ગઇ. નીચે દ્રષ્ટિ કરી જોયું તો ત્યાં બીજું કોણ હોય, પણ તેની અત્યંત પ્રિય હજુ કૌમારમાં પ્રફુલ્લતી આનંદમુખી કંકુ! જેના સ્મરણ પાછળ એ આજ આઠ દિવસ થયાં દિવસ અને રાત પાગલ

બની ગઇ હતી તે. તેની સ્મરણમૂર્તિ !

કટકટ દાદર ઉતરીને એ નીચે ગઇ. એણે કંકુને નજદીક બોલાવી. "ફરી પાછી શા માટે અહીં આવી ? તને ત્યાં ગમે છે ને કંકુ ?" કદમ્બીનીએ જીજ્ઞાસાપૂર્ણ દ્રષ્ટિ નાખી તેને પૂછ્યું.

"દિવસના પરિશ્રમથી થાકીને પંખી જેમ પોતાને માળે આવે એ રીતે હું આવી છું. ઓ મા ! ઓ કદમ્બીની મા ! હું જીવનથી કંટાળી ગઇ છું, એ લોકો મને મારે છે, કુટે છે, લાંબા લાંબા રસ્તાઓ વળાવે છે, મારૂં લોહી ચૂસી લે છે. આ યાતનાઓથી હું પીસાઇ ગઇ છું. ઓ મા ! મને તમારૂં શરણુ આપો. ફરી એક વાર તમારો સ્નેહાળ ખોળો આપો, માતા જેમ બાળકને આપે છે તેમ" ચોધાર આંસુએ રડતાં રડતાં, કંકુ બોલી રહી હતી.

કદમ્બીનીએ તેને નખથી શીખ સુધી એકવાર નીરખી લીધી. જો કે તેના વદન ઉપરથી લાલ સુરખી ઉડી ગઇ હતી અને રાતું લોહી શોષાઇ ગયું હતું, છતાં તેના કમનીય સૌંદર્યમાં, સુકુમારતામાં જરા સરખો યે ફેર પડયો નહોતો તેના હ્રદયમાં ફરી વાર માતૃસ્નેહ જાગૃત થયો. એ ઊર્મિલા હતી, એ તેની લાડકવાઇ અત્યંત પ્રિય બાળકી હતી એનું તેને સ્મરણુ થયું. એને થયું કે ફરી એક વાર તેના સુકુમાર મુખારવિંદને એ ચુંબનોથી નવડાવી દે, તેના સૂના અંતરમાં તેને હુંફ આપી શાંત કરી દે, પણ હવે એ બનવું શકય હતું ? સમસ્ત હિન્દુ સમાજની વેધક દ્રષ્ટિ તેના નાનકડા ગૃહ ઉપર મંડાઇ હતી, દરેક ઉચ્ચ વૈષ્ણવ તેના ઘરને આંગળીથી ચીંધતો હતો, ત્યારે ફરી વાર એ મહેતરની બાળકીને એ પોતાના સ્નેહાળ ખોળામાં સુવાડી શકે ? તેના ઘરની છાયામાં રાખી શકે ?

એણે બહારના જગત તરફ દ્રષ્ટિ ફેરવી. એણે જોયું તો જે સમાજના વાડામાં એ બંધાયેલી પડી હતી, એ વાડાની દિવાલો,

સખત પત્થરની દિવાલો, ઊંચે, અધ્ધર ને અધ્ધર ચડતી હતી. છેવટમાં એ આકાશના ક્ષિતિજ સાથે ભળી જતી દેખાવા લાગી, એ જડ દિવાલ કેટલી નક્કર ! કેવી અભેદ્ય અને દંભની શીલાઓથી રચાયેલી પડી હતી ?

ફરી વાર એની દ્રષ્ટિ કંકુ તરફ ફરી. એની આંખોમાં જે દયા અને પ્રેમની પવિત્ર ગંગા વહી રહી હતી એથી એનું અંતર ચીરાઇ ગયું, તેની આંખોમાં આંસુનાં પૂર ઉલટી પડયાં. રડતાં રડતાં એણે કહ્યું:

"શા માટે મારું ઘર તેં છોડયું ? હવે એનાં દ્વાર તારે માટે સદા ય બંધ છે. કંકુ ! ઓ કંકુ ! ફરી વાર મારા હૃદયની લાગણી શૂન્ય, જડ દિવાલોને તારા કરૂણ અશ્રુપાતથી પીગળાવવા ન આવતી. આ લે, મારો પ્રિય ચંદ્રહાર તને આપું છું. એથી તારૂં ભલું થઇ શકતું હોય તો !"

એટલું બોલી કદમ્બીનીએ પોતાના ગળામાં ઝૂલતો તેનો અમૂલ્ય પાણીદાર હીરાઓથી લચી પડતો ચંદ્રહાર કંકુના પગ પાસે ફેંકયો અને એકાટ રૂદન કરતી એ પુનઃ ઘરમાં પ્રવેશી અને તેનાં દ્વાર વાસી દીધાં.

પણ કંકુને તેના ચંદ્રહારની પડી નહોતી. ત્યાંથી અશ્રુભીની આંખે એ ચાલી ગઇ; એવી આશાએ કે એક દિવસ જરૂર તેની કદમ્બીનીનાં ગૃહદ્વાર તેને માટે ખૂલશે. ઓ ! પ્રભુ ! ઓ માનવહૃદય !



# નારીપૂજા

---

આ અજાણ્યા ટાપુમાં જ્યારે એ પ્રવાસીએ પગ મૂક્યો, ત્યારે એને કોઇ જ જાણતું નહોતું. એક શાંત નિશ્ચલ વ્યક્તિ જેવો એ કોઇ અશાંત જગતની પગદંડીએથી આ માછીમારોના નાનકડા ટાપુમાં વસવા આવ્યો હતો. પોતાના વ્યક્તિત્વની ચર્ચામાં એ કોઇના સાથે ઉતરવું પસંદ ન કરતો. એની જીવનભાવનામાં કોઇ વિચિત્ર વણાટ હતો. કોઇ વાર એ કવિતામય લાગતો ત્યારે ટાપુના માછીમારો કહેતા કે એ કવિ હશે; કારણ એના ગીતમાં સાગરની ભવ્યતાના ગુંજન હતા અને દિનરાત ઉછળતી એની વિચીમાલામાં જે ભાવનાદર્શન થાય છે એ તેના ગીતની ઉર્મિધારામાં હતું.

છતાં તે કવિ નહોતો, ગગનવિહારી કલ્પનાઓના ઉડ્ડયન તેને પ્રિય નહોતા, અને માનવજીવનમાં હંમેશા જે નિરાશા, વેદના અને ડંખ એણે જોયા હતા તેને એ ટુંકી ગીતપદાવલીઓમાં પૂરી જગતની કટુતામાં વેરી દેતો.

એ ગરીબ હતો કે તવંગર એ જાણવાની કોઇને પડી નહોતી અને સ્વમુખે એના જીવનની કુબડી બાજુ એણે કદી યે રજુ કરી નહોતી.

એ બહુ જ થોડું બોલતો, અને બોલતો ત્યારે એની વાણીમાં વેદના અને નિરાશા પથરાઇ જતી, ત્યારે કોઇ પાગલના જેવી એની સ્થિતિ લાગતી. એના મુખમંડળ ઉપર કશું યે તેજ કે

પ્રતિભા નહોતા, છતાં એની રેખાઓ યુવાન અને પ્રફુલ્લ જણાતી અને તેની આંખોમાં માત્ર તેના હૃદયની કરૂણા, પથરાયેલી જણાતી. એ કઇ જાતનો માણસ હશે એની કલ્પના બાંધવી મુશ્કેલ હતી. એ ક્યાંથી આવ્યો હશે ? તેનું નામ શું હશે ? એ બધા પાછળ કોઈ સંશોધકે તીવ્ર જીજ્ઞાસા દાખવી નહોતી, છતાં એટલું તો ચોક્કસ હતું કે એના જીવન પાછળ કોઇ મધુર ભૂતકાળ ચિતરાયેલો પડ્યો હતો અને એના સ્મરણ પાછળ એ પાગલ બન્યો હતો.

એની રીતભાત કઢંગી હતી. એવો જ એનો પોષાક હતો. બધુ યે વિચિત્ર, વિચિત્ર; અને એ આવ્યો ત્યારે એક મોટું ગાડું ભરાય એટલા પુસ્તકો એની સાથે લાવ્યો હતો. એટલે સૌ કોઈ કહેતું કે એ કોઇ મહાન લેખક, યા કવિ હશે, અથવા કોઇ સંશોધક હશે; પણ એમાંની એક પણ પ્રતિભા એને વરી નહોતી.

આ ટાપુમાં આવતા વેંત એક વેપારીનું કેટલાક સમયથી જૂનું, અવાવરૂં પડેલું ઘર એણે ભાડે રાખી લીધું. આ જૂના ભૂતિયા ગૃહમાં કોઇ મહાન તાપસીની જેમ એ પડ્યો રહેતો. આઠે પહોર એ પુસ્તકો એક પછી એક વાંચતો, કોઇ વાર તેમાંથી પાના કાઢી આમતેમ ઉરાડી દેતો, તો કોઇ વાર એના ઢગલામાં દટાઇ જતો. એથી ટાપુની વસ્તી કહેતી કે એ પુસ્તકોનો કીડો છે.

એ નાસ્તીક હતો કે ભગવાન ચંદ્રમૌલીના ચરણે તેનું હૃદયધન ધરાવી બેઠો હતો એ જાણવું મુશ્કેલ હતું. એ કયા પંથનો હશે, કેવી વિચિત્ર માન્યતાઓથી તેનું ચિત્ત ભરેલું હશે એની કલ્પના બાંધવી મુશ્કેલ હતી; પણ એટલું તો ચોક્કસ હતું કે એના આ ખખડધજ ઘરના એક ખુણામાં એણે ત્રણચાર ફુટની લંબાઇની

એક મીણુની મૂર્તિ એક ટેબલ ઉપર સુંદર, આકર્ષક રીતે ગોઠવી હતી. એના ઉપર એણે નીલરંગી વસ્ત્ર ઓઢાડયું હતું, એથી જાણે એ કોઇ સાગર કન્યા હોય અને તેના વસ્ત્રના ફફડાટમાં .અનંત વિચીમાલા ઉછળતી હોય એવો સહજ ભાસ થતો.

આ સ્રીમૂર્તિને એ માત્ર કલાના શોખને ખાતર લઇ આવ્યો હતો કે એના ચરણે એ આ જીવનની શ્રધ્ધા અને ભાવના ધરાવતો હતો એ કલ્પવું મુશ્કેલ હતું. કારણ એની પૂજા અને સાધના કરતાં એ કોઇ પણ દિવસ દ્રષ્ટિગોચર થયો નહોતો.

પણ એનામાં રહેલી વિચિત્રતાઓ બાદ કરતાં એક ખાસ વિશિષ્ઠતાએ બધાનું ધ્યાન ખેંચ્યું હતું, એ દુર્ગુણ હશે કે સદ્દગુણ એ કોઇ જાણતું નહોતું, પણ એ વિશિષ્ઠતા સાંભળીને કોઇ પણ સંસ્કારી, સમજુ અને જ્ઞાની માણસને હસવું આવ્યા વગર રહે નહિ.

એને જગતની સમસ્ત સ્ત્રીજાત પ્રત્યે તિરસ્કાર હતો. એવો તિરસ્કાર એના સ્વભાવમાં શી રીતે પ્રવેશ્યો હશે એ વિચારવું મુશ્કેલ હતું. કોઈ વીરલ માનસશાસ્ત્રી જ એ કોયડો ઉકેલી શકે, પણ એવા કોઇ પંડિતે એની વિશિષ્ઠતા સાંભળી નહોતી, એથી એ કોયડો અધૂરો, અણઉકેલ્યો રહ્યો હતો.

આ નાનકડા ટાપુમાં એનું કોઇ સ્વજન કે દુશ્મન નહોતું. કોઇ વિચિત્ર જગતપ્રવાસી જેમ એ અહીં આવીને પોતાના જૂના, ભૂતિયા ગૃહમાં પડયો હતો. કોઇ વાર જ્યારે સંધ્યાની રંગોળી સાગરના નીલ જલમાં સુંદર પ્રતિબીંબો પાડતી, ત્યારે એ સાગરકાંઠે દોડી જતો, અને તેના હૃદયમાં ઉછળતી ઊર્મિ છોળો ઉરાડી એના અસ્પષ્ટ ગીતગુંજનથી વાતાવરણમાં મધુર આલ્હાદ ભરી દેતો. બસ માત્ર એટલી જ વાર એ કંઇક સુરી,

કંઈક રસીક લાગતો.

હા, માત્ર સ્ત્રીઓ તરફ જ એ શંકાની, તિરસ્કારની નજરે જોઈ રહેતો. જ્યારે કોઈ સુંદર માછીકન્યકા પ્રભાતના ઉઘડતા રંગમાં સુંદર કંકુરંગી ઓઢણીમાં સજ્જ થઈ એના ઘર પાસેથી નીકળતી અને વાતાવરણમાં યૌવન અને ઉલ્લાસની કવિતા ભરી દેતી, ત્યારે આ પ્રવાસી મોટેથી ચિત્કારી ઉઠતો. તેના અંગેઅંગમાં કોઈ જ્વાલા સળગી ઉઠતી, તેના મુખમંડળ ઉપર ઘૃણા અને તિરસ્કાર ફરી વળતા, કારણ જગતની કોઈ પણ વસ્તુ કરતાં, ખુદ કાલીનાગ કરતાં યે સ્ત્રીજાતને એ ભયંકર અને ઝેરીલી ગણતો.

જે બધાં પુસ્તકો એ પોતાની સાથે લઈ આવ્યો હતો એ બધા એવા જ લેખકો અને કવિઓના હાથે લખાયેલા હતા, જેમણે સ્ત્રીજાતીના સમસ્ત અવગુણોનું દર્શન કરાવવામાં, તેમને માનવતાની ઉચ્ચ કોટીથી છેક નીચે ઉતારી પાડવામાં પોતાની બધી યે શક્તિ ખર્ચી નાખી હતી, અને નારીજાતીના દુર્ગુણો, તેમની કુટીલતાઓ, વગેરેની ચર્ચા કરવામાં જેમણે પોતાની જાતને ધન્ય માની હતી.

વાર્તાઓની વસ્તુગુંથણીમાં એમણે સ્ત્રીજાતની કેટલીક ઘૃણા દર્શક ખાસીયતો, સ્વભાવમાં રહેલી કઢંગી, સંયમ રહીત કુટીલતાઓ ઉપર કેટલાક બેડોળ કટાક્ષચિત્રો દોર્યાં હતાં, અને એ બધામાં તેમની અશ્રધ્ધાળુ, બેવફાઈનો ધ્વનિ ઉઠતો મુકવામાં આવ્યો હતો.

કવિતાના વર્ણનોમાં, ભાવદર્શનમાં પણ એવો જ અર્થસૂચક ધિક્કાર વેરી દેવામાં આવ્યો હતો, જે વાંચીને કોઈ પણ સામાન્ય સમજણ ધરાવતી મહીલા સર્વાંશે સળગી ઉઠે, અને એ કવિતા, અને કવિતાના લેખકને આ પૃથ્વિ ઉપરથી ભુંસી નાખવા ચંડી

સ્વરૂપ ધારણ કરે.

ટાપુના માછીમારો, અવનવી વાતોથી વાતાવરણને ગંભીર કરી દેતા હતા, સ્ત્રીજાત પ્રત્યેના તેના તિરસ્કારમાં કોઇ ઊંડો અર્થ સમાયેલો હશે એવું તેઓ સમજતા થયા હતા, અને તેનું રહસ્ય શોધવા પાછળ તેઓ કેટલીક વાર જીવનની જરૂરીયાતો ને પણ ભૂલી જતા હતા. તેઓ કહેતા કે કોઇ પણ સ્ત્રીના પ્રેમમાં નિરાશ થયેલા પ્રેમીજનની આ સ્થિતિ હોઇ શકે, પછી એ સ્ત્રી ભલે પૃથ્વિની સપાટી ઉપર વિચરતી હોય કે મૃત્યુની મીઠી હુંફમાં આળોટતી હોય એ, તેના જીવનધનને મૂકી બીજા કોઇ પતંગીયાની પાંખમાં ભરાઇને જગતની કોઇ અદ્રશ્ય પગદંડીએ ચાલી ગઇ હોય અથવા તેને બેવફા થઇ હોય, અને હવે તેના શોકની પારાવારતામાં ગતસ્મરણના અશ્રુબિન્દુ ગુંથતી હોય. અને આ તેનો પ્રણય દેવ! તેના જીવનનું મધુર સ્વપ્ન! આ અજાણ્યા ટાપુમાં પાગલ બની રખડતો નહિ હોય?

એ અજાણ્યા માણસના દુ:ખી દિવસો આમ એક પછી એક પસાર થતા હતા. એ દુ:ખી હોય કે સુખી હોય એવું કોણ જાણવા ગયું હતું? પણ તેના અંતરમાં ભંડારાયેલું દુ:ખ તેના મુખમંડળ ઉપર ફુટી નીકળ્યું હતું. એના મોઢાની ફિક્કાશમાં એના વાળના જૂથથી મળેલી ભમ્મરોમાં, અને નાક અને ગાલ ઉપર એ દુ:ખની આર્દછાયા તરવરતી હતી.

જાણે વર્ષો સુધી કોઇ માણસને ઊંડા પ્રકાશહીન ભોંયરામાં ભંડારી રાખ્યો હોય, અને પછી એની પૂરી સજા થતાં એને પૃથ્વીના પ્રકાશમાં આણ્યો હોય, એવું એના મોઢા ઉપરથી કળી શકાતું હતું. દુ:ખની ઝડીઓ ખમી ખમીને એની ભમ્મરના વાળ પણ ચકરડા જેવા જૂથ બાંધીને પડયા હતા, એના નાકનું ટીચકું એક બાજુ વળી ગયું હતું, અને તેના ગાલમાં

કંઈક રસીક લાગતો.

હા, માત્ર સ્ત્રીઓ તરફ જ એ શંકાની, તિરસ્કારની નજરે જોઇ રહેતો. જ્યારે કોઇ સુંદર માછીકન્યકા પ્રભાતના ઉઘડતા રંગમાં સુંદર કંકુરંગી ઓઢણીમાં સજ્જ થઇ એના ઘર પાસેથી નીકળતી અને વાતાવરણમાં યૌવન અને ઉલ્લાસની કવિતા ભરી દેતી, ત્યારે આ પ્રવાસી મોટેથી ચિત્કારી ઉઠતો. તેના અંગેઅંગમાં કોઇ જ્વાલા સળગી ઉઠતી, તેના મુખમંડળ ઉપર ઘૃણા અને તિરસ્કાર ફરી વળતા, કારણ જગતની કોઇ પણ વસ્તુ કરતાં, ખૂદ કાલીનાગ કરતાં યે સ્ત્રીજાતને એ ભયંકર અને ઝેરીલી ગણતો.

જે બધાં પુસ્તકો એ પોતાની સાથે લઇ આવ્યો હતો એ બધા એવા જ લેખકો અને કવિઓના હાથે લખાયેલા હતા, જેમણે સ્ત્રીજાતીના સમસ્ત અવગુણોનું દર્શન કરાવવામાં, તેમને માનવતાની ઉચ્ચ કોટીથી છેક નીચે ઉતારી પાડવામાં પોતાની બધી યે શક્તિ ખર્ચી નાખી હતી, અને નારીજાતીના દુર્ગુણો, તેમની કુટીલતાઓ, વગેરેની ચર્ચા કરવામાં જેમણે પોતાની જાતને ધન્ય માની હતી.

વાર્તાઓની વસ્તુગુંથણીમાં એમણે સ્ત્રીજાતની કેટલીક ઘૃણા દર્શક ખાસીયતો, સ્વભાવમાં રહેલી કદંગી, સંયમ રહીત કુટીલતાઓ ઉપર કેટલાક બેડોળ કટાક્ષચિત્રો દોર્યાં હતાં, અને એ બધામાં તેમની અશ્રધ્ધાળુ, બેવફાઇનો ધ્વનિ ઉડતો મૂકવામાં આવ્યો હતો.

કવિતાના વર્ણનોમાં, ભાવદર્શનમાં પણ એવો જ અર્થસૂચક ધિક્કાર વેરી દેવામાં આવ્યો હતો, જે વાંચતા કોઇ પણ સામાન્ય સમજણ ધરાવતી મહીલા સર્વાંશે સળગી ઉઠે, અને એ કવિતા, અને કવિતાના લેખકને આ પૃથ્વિ ઉપરથી ભુંસી નાખવા ચંડી

સ્વરૂપ ધારણ કરે.

ટાપુના માછીમારો, અવનવી વાતોથી વાતાવરણને ગંભીર કરી દેતા હતા, સ્ત્રીજાત પ્રત્યેના તેના તિરસ્કારમાં કોઇ ઊંડો અર્થ સમાયેલો હશે એવું તેઓ સમજતા થયા હતા, અને તેનું રહસ્ય શોધવા પાછળ તેઓ કેટલીક વાર જીવનની જરૂરીયાતો ને પણ ભૂલી જતા હતા. તેઓ કહેતા કે કોઇ પણ સ્ત્રીના પ્રેમમાં નિરાશ થયેલા પ્રેમીજનની આ સ્થિતિ હોઇ શકે, પછી એ સ્ત્રી ભલે પૃથ્વિની સપાટી ઉપર વિચરતી હોય કે મૃત્યુની મીઠી હૂંફમાં આળોટતી હોય. એ, તેના જીવનધનને મૂકી બીજા કોઇ પતંગીયાની પાંખમાં ભરાઇને જગતની કોઇ અદ્રશ્ય પગ-દંડીએ ચાલી ગઇ હોય અથવા તેને બેવફા થઇ હોય, અને હવે તેના શોકની પારાવારતામાં ગતસ્મરણના અશ્રુબિન્દુ ગુંથતી હોય. અને આ તેનો પ્રણય દેવ! તેના જીવનનું મધુર સ્વપ્ન! આ અજાણ્યા ટાપુમાં પાગલ બની રખડતો નહિ હોય?

એ અજાણ્યા માણસના દુઃખી દિવસો આમ એક પછી એક પસાર થતા હતા. એ દુઃખી હોય કે સુખી હોય એવું કોણ જાણવા ગયું હતું? પણ તેના અંતરમાં ભંડારાયેલું દુઃખ તેના મુખમંડળ ઉપર ફુટી નીકળ્યું હતું. એના મોઢાની ફિક્કાશમાં એના વાળના જૂથથી મળેલી ભમ્મરોમાં, અને નાક અને ગાલ ઉપર એ દુઃખની આર્દછાયા તરવરતી હતી.

જાણે વર્ષો સુધી કોઇ માણસને ઊંડા પ્રકાશહીન ભોંયરાંમાં ભંડારી રાખ્યો હોય, અને પછી એની પૂરી સજા થતાં એને પૃથ્વીના પ્રકાશમાં આણ્યો હોય, એવું એના મોઢા ઉપરથી કળી શકાતું હતું. દુઃખની ઝડીઓ ખમી ખમીને એની ભમ્મરના વાળ પણ ચક્કરડા જેવા જૂથ બાંધીને પડયા હતા, એના નાકનું ટીચકું એક બાજુ વળી ગયું હતું, અને તેના ગાલમાં

કંઇક રસીક લાગતો.

હા, માત્ર સ્ત્રીઓ તરફ જ એ શંકાની, તિરસ્કારની નજરે જોઇ રહેતો. જ્યારે કોઇ સુંદર માછીકન્યકા પ્રભાતના ઉઘડતા રંગમાં સુંદર કંકુરંગી ઓઢણીમાં સજ્જ થઇ એના ઘર પાસેથી નીકળતી અને વાતાવરણમાં યૌવન અને ઉલ્લાસની કવિતા ભરી દેતી, ત્યારે આ મવાસી મોટેથી ચિત્કારી ઉઠતો. તેના અંગેઅંગમાં કોઇ જવાલા સળગી ઉઠતી, તેના મુખમંડળ ઉપર ઘૃણા અને તિરસ્કાર ફરી વળતા, કારણ જગતની કોઇ પણ વસ્તુ કરતાં, ખૂદ કાલીનાગ કરતાં યે સ્ત્રીજાતને એ ભયંકર અને ઝેરીલી ગણતો.

જે બધાં પુસ્તકો એ પોતાની સાથે લઇ આવ્યો હતો એ બધા એવા જ લેખકો અને કવિઓના હાથે લખાયેલા હતા, જેમણે સ્ત્રીજાતીના સમસ્ત અવગુણોનું દર્શન કરાવવામાં, તેમને માનવતાની ઉચ્ચ કોટીથી છેક નીચે ઉતારી પાડવામાં પોતાની બધી યે શક્તિ ખર્ચી નાખી હતી, અને નારીજાતીના દુર્ગુણો, તેમની કુટીલતાઓ, વગેરેની ચર્ચા કરવામાં જેમણે પોતાની જાતને ધન્ય માની હતી.

વાર્તાઓની વસ્તુગુંથણીમાં એમણે સ્ત્રીજાતની કેટલીક ઘૃણા દર્શક ખાસીયતો, સ્વભાવમાં રહેલી કઢંગી, સંયમ રહીત કુટીલતાઓ ઉપર કેટલાક બેડોળ કટાક્ષચિત્રો દોર્યાં હતાં, અને એ બધામાં તેમની અશ્રધ્ધાળુ, બેવફાઇનો ધ્વનિ ઉઠતો મૂકવામાં આવ્યો હતો.

કવિતાના વર્ણનોમાં, ભાવદર્શનમાં પણ એવો જ અર્થસૂચક ધિક્કાર વેરી દેવામાં આવ્યો હતો, જે વાંચતા કોઇ પણ સામાન્ય સમજણ ધરાવતી મહીલા સર્વાંશે સળગી ઉઠે, અને એ કવિતા, અને કવિતાના લેખકને આ પૃથ્વિ ઉપરથી ભુંસી નાખવા ચંડી

સ્વરૂપ ધારણ કરે.

ટાપુના માછીમારો, અવનવી વાતોથી વાતાવરણને ગંભીર કરી દેતા હતા, સ્ત્રીજાત પ્રત્યેના તેના તિરસ્કારમાં કોઇ ઊંડો અર્થ સમાયેલો હશે એવું તેઓ સમજતા થયા હતા, અને તેનું રહસ્ય શોધવા પાછળ તેઓ કેટલીક વાર જીવનની જરૂરીયાતોને પણ ભૂલી જતા હતા. તેઓ કહેતા કે કોઇ પણ સ્રીના પ્રેમમાં નિરાશ થયેલા પ્રેમીજનની આ સ્થિતિ હોઇ શકે, પછી એ સ્ત્રી ભલે પૃથ્વિની સપાટી ઉપર વિચરતી હોય કે મૃત્યુની મીઠી હુંફમાં આળોટતી હોય. એ, તેના જીવનધનને મૂકી બીજા કોઇ પતંગીયાની પાંખમાં ભરાઇને જગતની કોઇ અદ્રશ્ય પગદંડીએ ચાલી ગઇ હોય અથવા તેને બેવફા થઇ હોય, અને હવે તેના શોકની પારાવારતામાં ગતસ્મરણના અશ્રુબિન્દુ ગુંથતી હોય. અને આ તેનો પ્રણય દેવ! તેના જીવનનું મધુર સ્વપ્ન! આ અજાણ્યા ટાપુમાં પાગલ બની રખડતો નહિ હોય?

એ અજાણ્યા માણસના દુઃખી દિવસો આમ એક પછી એક પસાર થતા હતા. એ દુઃખી હોય કે સુખી હોય એવું કોણ જાણવા ગયું હતું? પણ તેના અંતરમાં ભંડારાયેલું દુઃખ તેના મુખમંડળ ઉપર ફુટી નીકળ્યું હતું. એના મોઢાની ફિક્કાશમાં એના વાળના જૂથથી મળેલી ભમ્મરોમાં, અને નાક અને ગાલ ઉપર એ દુઃખની આર્દ્રછાયા તરવરતી હતી.

જાણે વર્ષો સુધી કોઇ માણસને ઊંડા પ્રકાશહીન ભોંયરાંમાં ભંડારી રાખ્યો હોય, અને પછી એની પૂરી સજા થતાં એને પૃથ્વીના પ્રકાશમાં આણ્યો હોય, એવું એના મોઢા ઉપરથી કળી શકાતું હતું. દુઃખની ઝડીઓ ખમી ખમીને એની ભમ્મરના વાળ પણ ચકકરડા જેવા જૂથ બાંધીને પડયા હતા, એના નાકનું ટીચકું એક બાજુ વળી ગયું હતું, અને તેના ગાલમાં

15

દુ:ખના હથોડાએ જોરથી ઘા કરીને ખાડા પાડ્યા હતા.

એ સ્મૃતિભોગી હતો, અને ભૂતકાળના મધુર સંસ્મરણોનો એનો પ્રિય વારસો હતો, એ સ્મરણોની પાંખ ઉપર ચડી એ સમગ્ર ભૂતકાળમાં વિહાર કરવા નીકળી પડતો. એમાં રાચવું, આનંદવું એને ગમતું. એમાં એ ઊંડો સંતાપ અનુભવતો; કોઇ વાર સંતાપ પણ પામતો પણ એ સ્મરણોએ જ તેના જીવનને ટકાવી રાખ્યું હતું.

ઉષા, મધ્યાહ્ન કે સંધ્યા—કોઇ પણ વેળાએ, દિવસના કોઇ પણ સમયે તેના અંધારાથી ખરડાયલા ઓરડામાં એ એકલો કંઇક ગણગણતો હોય, વા અર્ધનિદ્રિત જાગ્રતાવસ્થામાં કંઇક લવતો, વા કોઇ ઊંડા ચિંતનમાં ગરકાવ થયેલો એ નજરે પડતો. એ કશું ખાતો, પીતો કે શૌચાદિ કર્મ કરતો કે નહિ એ કોઇ જાણતું નહિ. તેની આસપાસ સ્ત્રીજાતની નીંદાઓથી ખરડાયેલા, તેના અત્યંત પ્રિય, આનંદભંડાર જેવા પુસ્તકો વેરાયેલા પડયા હોય, કોઇના પાના ઉડી ઉડી આમતેમ રમતા હોય કે એકાદ બે ખીલાડ કુમાર એ પુસ્તકો સાથે ઝપાઝપી કરતા હોય.

* * *

સવારમાં બાજુની એક સુકુમાર માછી કન્યકા શીતલ જલનો લોટો ભરી, એકાદ બે ભાખરી બાંધી તેને ત્યાં આવતી. અને તે બેસતો તેનાથી દૂર એક મેજ ઉપર એ બધું મૂકી, આવી તેવી જતી રહેતી. એ આ મકાનના માલીકની પ્રિય પુત્રી હતી.

તેનું નામ લીલી હતું, અને તેનામાં જે સૌંદર્ય હતું એ પ્રભાતે ઉઘડતા શેફાલી ફુલમાં હતું. અને તેનામાં જે કૌમાર્ય હતું તે કમલની પ્રફુલ્લતી પાંખડીઓમાં હતું. તેના સુકુમાર હોઠ ઉઘાડી જ્યારે એ એકાદ પ્રસન્ન સ્મિત વેરતી ત્યારે ત્યાં

મેઘધનુષ્ય ચીતરાઇ જતું.

જો અજાણ્યો પ્રવાસી કવિ હોત તો એણે જરૂર લીલીને એકાદ દિવસ થોભવાનું કહ્યું હોત, અને એના સૌંદર્યને લલીત શબ્દાવલીમાં ગુંથી લીધું હોત; જો એ ચિતારો હોત તો એવા સુંદર શરિરનું ડોલન, એ ચિત્રફલક ઉપર ઉતારી ધન્ય થયો હોત; અને જો એ શિલ્પી હોત તો એના અંતરભાવની રેખાઓનું દર્શન કોઇ ચકચકિત આરસ પત્થર ઉપર કરાવી શકયો હોત. પણ એ કવિ, ચિત્રકાર, કે શિલ્પી કશું યે નહોતો. જે હતો એ માત્ર એ જ જાણતો હતો. બીજાઓને જાણવાની કશી પડી નહોતી.

આવી સુંદર, વસંતના નિર્દોષ સ્વપ્ન જેવી છોકરી! અને છતાં પેલો માણસ તેના તરફ જરા પણ આકર્ષાયો નહિ, જ્યારે તે ભાખરી અને સ્વચ્છ જલથી ભરેલો લોટો લઇ તેના અંધારા ગૃહમાં પ્રવેશતી, ત્યારે પેલો માણસ વધારે બુલંદ સ્વરે એકાદ સ્ત્રીજાતીને નીંદતી કવિતાપંકિત કોઈ પુસ્તકમાંથી રાગોડતો હતો.

પરિણામે એ પ્રકારનું અપમાન સહન ન થવાથી પેલી બાલીકા ડરી જતી, અને ત્યાંથી પલાયન થઇ જતી.

પણ દિવસો જતા સમય નથી લાગતો, અને આજે જે વાત અંધારામાં હોય છે એ કાલે પ્રકાશમાં આવે છે. આજે જે પાપ છાનું હોય છે એ કાલે છતું થઇ પોકાર કરે છે અને સમસ્ત જનસમાજની જીવ્હાયે ચડી જાય છે. હળવે હળવે આ ટાપુમાં એ પ્રવાસીની કથની ચર્ચાવા લાગી. સ્ત્રીજાત પ્રત્યેનો તેનો તિરસ્કાર જાણી ટાપુનું આખું મહિલામંડળ વિફરેલી નાગણીઓ જેમ ફુંફાડા મારવા લાગ્યું. તેના ઉપર ઉપાલંભો અને ગાળોનો

વરસાદ વરસાવવા લાગ્યું. તેના ટાપુની નાની નાની બાલીકાઓએ એની ઢંગી વર્તણુંક, અને રીતભાત ઉપર, એની વિચિત્ર કાર્ય-પ્રણાલી ઉપર રાસડા જોડયા અને તેને વગોવવા અને ચીડવવા ચોટે ચોટે એ ગીત ગવાવા લાગ્યા. છતાં એ સ્ત્રીઓને શા માટે ધિક્કારતો હતો એ કોઈ જાણવા પામ્યું નહિ. કદાચ તેમના અમૂલ્ય સૌંદર્યધન માટે? કદાચ તેમના મંત્રમુગ્ધ આકર્ષણ માટે? ગમે તેમ હોય, પણ ટાપુનો એક પણ માણસ એ વિષે વધુ જાણી શક્યો નહિ.

*　　*　　*

એક દિવસ લીલી વહેલી ઉઠીને તેના ભૂતિયા ગૃહમાં પ્રવેશી. એ પહેલાં તો ડરી ગઈ. કેમ? એ પણ એક સ્ત્રી હતી ને? અને આ માણસ સ્ત્રીઓને તો ધિક્કારતો હતો, એટલે લીલીને પણ ધિક્કારે. અરે! તેને મારીને કદાચ બહાર, કાઢી મૂકવા જેટલો પાગલ બની જાય તો! પણ લીલીના નાનકડા હૃદયમાં વધારે હીંમત હતી. સાવધાનીથી એક પુસ્તકનાં ઊંચા ખડકલા પાછળ એ છૂપાઈ ગઈ અને અંદરનું દૃશ્ય જોવા લાગી.

એ ચમકી ગઈ. પેલો પાગલ ઘુંટણીયે પડીને પેલી નીલામ્બર મૂર્તિ આગળ મંદ સ્વરે કંઈ પ્રાર્થના કરતો હતો. સ્રોતસ્વિનીના નિર્મળ પ્રવાહ જેવો એનો શબ્દપ્રવાહ વાતાવરણમાં મંજુલ ધારે વહેતો હતો.

" તું નહિ જ બોલે મા! સમસ્ત જગતની સ્ત્રીજાતના પ્રતિનીધી તરીકે તારી યશસ્વી પ્રતિષ્ઠા કરી હું તારે ચરણે આજ દિવસો થયા મારૂં હૃદયધન મૂકીને બેઠો છું. ઓ મા! શું તું આદ્ય ઇશ્વરી નથી? એમ કહે એટલે હું નાસ્તીક બની જાઉં. આખું જગત મને નાસ્તીક લાગે છે. એટલે જ તારી આખી જાતી માટે મને ઘૃણા છે, પણ તને હું કેમ ધિક્કારૂં! ઓ મા! તારામાં મેં

મારી આ જીવનની શ્રદ્ધા મૂકી છે, તારા પ્રકાશે હું જીવનનો ઉત્કર્ષ ભાળું છું.

કહે, તું નહિ જ બોલે ? હું તારી સમસ્ત જાતીને તીરસ્કારૂં છું એટલે તું ગુસ્સે થઇ છો ? ભલે થા, પણ એમાં મારો વાંક નથી.

શા માટે સ્ત્રીઓનાં હૃદય જડ પત્થર જેવાં તેં ઘડેલાં છે ? શા માટે તેમાં પ્રેમ, લાગણી, અને ઉત્કંઠા નથી ? સૌંદર્યોની કુંજે કુંજે હું ભમ્યો છું મા ! કેટલી યે સ્ત્રીઓને મેં જોઇ છે, કોઇમાં સુંદર રૂપ જોયું તો હૃદય નહોતું–સ્નેહભીની લાગણી નહોતી, કોઇમાં રૂપ નહોતું પણ હૃદય હતું, ઊર્મિભીનું, વિવશ, આતુર, પણ એને હું શું કરૂં ? એ કુબડી વિકૃતિ હું શે સંઘરૂં ? ઓ મા ! મારા પન્થમાં અંધારા રેલાય છે. મારા આત્માને એના પુનિત પ્રકાશથી અજવાળી દે, મારા અંતરમાં કોઇ દિવ્ય આનંદ ઉછાળી દે, એવી સૌંદર્યજ્વાલા શું મને નહિ મળે ?

કહે, એટલે હું આ જગતને છેલ્લા પ્રણીપાત કરી લઉં, મારી આ જીવનસાધનમાં નિરાશાનો અંચળો ઓઢી લઉં.

મારૂં હૃદય આક્રંદી ઉઠે છે. આત્મા વેદનાના ડંખથી ઘવાઇ ગયો છે, ઓ મા ! મને એવી સૌંદર્યજ્વાલા બતાવ જે મારી વેદનાને તેના શીતલ સ્પર્શથી શાંત કરી દે, જેના હૃદયમાં સ્નેહના અમીકૂંપ ભર્યા હોય, જે માત્ર કલ્પના ન હોય, નીરંતર ઉછળતી કવિતા હોય. '

'હળવે હળવે એના ભાવનાગીતનો ધ્વનિ પડી ગયો. પેલી મૂર્તિ કશું બોલી નહિ, એને વાચા નહોતી, ઓરડામાંથી અંધકારનું હૃદય હળવું બનતું ગયું અને ત્યાં કરૂણ નિર્જનતા પ્રસરતી ગઇ. લીલીએ એક ઊંડો નીસાસો મૂકયો. તેને આ માનવ કીટની દયા આવી, તેના સ્નેહાળ અંતરમાં વાત્સલ્યની

વરસાદ વરસાવવા લાગ્યું. તેના ટાપુની નાની નાની બાલીકાઓએ એની ઢંગી વર્તણુક, અને રીતભાત ઉપર, એની વિચિત્ર કાર્યપ્રણાલી ઉપર રાસડા જોડયા અને તેને વગોવવા અને ચીઢવવા ચૌટે ચૌટે એ ગીત ગવાવા લાગ્યા. છતાં એ સ્ત્રીઓને શા માટે ધિક્કારતો હતો એ કોઇ જાણવા પામ્યું નહિ. કદાચ તેમના અમૂલ્ય સૌંદર્યધન માટે? કદાચ તેમના મંત્રમુગ્ધ આકર્પણ માટે? ગમે તેમ હોય, પણ ટાપુનો એક પણ માણસ એ વિષે વધુ જાણી શક્યો નહિ.

* * *

એક દિવસ લીલી વહેલી ઉઠીને તેના ભૂતિયા ગૃહમાં પ્રવેશી. એ પહેલાં તો ડરી ગઇ. કેમ? એ પણ એક સ્ત્રી હતી ને? અને આ માણસ સ્ત્રીઓને તો ધિક્કારતો હતો, એટલે લીલીને પણ ધિક્કારે. અરે! તેને મારીને કદાચ બહાર કાઢી મૂકવા જેટલો પાગલ બની જાય તો! પણ લીલીના નાનકડા હ્રદયમાં વધારે હીંમત હતી. સાવધાનીથી એક પુસ્તકનાં ઊંચા ખડકલા પાછળ એ છૂપાઇ ગઇ અને અંદરનું દૃશ્ય જોવા લાગી.

એ ચમકી ગઇ. પેલો પાગલ ઘુંટણીયે પડીને પેલી નીલામ્બર મૂર્તિ આગળ મંદ સ્વરે કંઇ પ્રાર્થના કરતો હતો. સ્ત્રોતસ્વિનીના નિર્મળ પ્રવાહ જેવો એનો શબ્દપ્રવાહ વાતાવરણમાં મંજુલ ધારે વહેતો હતો.

" તું નહિ જ બોલે મા! સમસ્ત જગતની સ્ત્રીજાતના પ્રતિનીધી તરીકે તારી યશસ્વી પ્રતિષ્ઠા કરી હું તારે ચરણે આજ દિવસો થયા મારૂં હ્રદયધન મૂકીને બેઠો છું. ઓ મા! શું તું આદ્ય ઇશ્વરી નથી? એમ કહે એટલે હું નાસ્તીક બની જાઉં. આખું જગત મને નાસ્તીક લાગે છે. એટલે જ તારી આખી જાતી માટે મને ઘૃણા છે, પણ તને હું કેમ ધિક્કારૂં! ઓ મા! તારામાં મેં

મારી આ જીવનની શ્રધ્ધા મૂકી છે, તારા પ્રકાશે હું જીવનનો ઉત્કર્ષ ભાળું છું.

કહે, તું નહિ જ બોલે ? હું તારી સમસ્ત જાતીને તીરસ્કારૂં છું એટલે તું ગુસ્સે થઇ છો ? ભલે થા, પણ એમાં મારો વાંક નથી.

શા માટે સ્ત્રીઓનાં હ્રદય જડ પત્થર જેવાં તેં ઘડેલાં છે ? શા માટે તેમાં પ્રેમ, લાગણી, અને ઉત્કંઠા નથી ? સૌંદર્યોની કુંજે કુંજે હું ભમ્યો છું મા ! કેટલી યે સ્ત્રીઓને મેં જોઇ છે, કોઇમાં સુંદર રૂપ જોયું તો હ્રદય નહોતું–સ્નેહભીની લાગણી નહોતી, કોઇમાં રૂપ નહોતું પણ હ્રદય હતું, ઊર્મિભીનું, વિવશ, આતુર, પણ એને હું શું કરૂં ? એ કુબડી વિકૃતિ હું શે સંઘરૂં ? ઓ મા ! મારા પન્થમાં અંધારા રેલાય છે. મારા આત્માને એના પુનિત પ્રકાશથી અજવાળી દે, મારા અંતરમાં કોઇ દિવ્ય આનંદ ઉછાળી દે, એવી સૌંદર્યજવાલા શું મને નહિ મળે ?

કહે, એટલે હું આ જગતને છેલ્લા પ્રણીપાત કરી લઉં, મારી આ જીવનસાધનમાં નિરાશાનો અંચળો ઓઢી લઉં.

મારૂં હ્રદય આક્રંદી ઉઠે છે. આત્મા વેદનાના ડંખથી ઘવાઇ ગયો છે, ઓ મા ! મને એવી સૌંદર્યજવાલા બતાવ જે મારી વેદનાને તેના શીતલ સ્પર્શથી શાંત કરી દે, જેના હ્રદયમાં સ્નેહના અમીકૂંપ ભર્યા હોય, જે માત્ર કલ્પના ન હોય, નીરંતર ઉછળતી કવિતા હોય. '

' હળવે હળવે એના ભાવનાગીતનો ધ્વનિ પડી ગયો. પેલી મૂર્તિ કશું બોલી નહિ, એને વાચા નહોતી, ઓરડામાંથી અંધકારનું હ્રદય હળવું બનતું ગયું અને ત્યાં કરૂણ નિર્જનતા પ્રસરતી ગઇ. લીલીએ એક ઊંડો નીસાસો મૂકયો. તેને આ માનવ કીટની દયા આવી, તેના સ્નેહાળ અંતરમાં વાત્સલ્યની

વરસાદ વરસાવવા લાગ્યું. તેના ટાપુની નાની નાની બાલીકાઓએ એની કઢંગી વર્તણુક, અને રીતભાત ઉપર, એની વિચિત્ર કાર્ય-પ્રણાલી ઉપર રાસડા જોડયા અને તેને વગોવવા અને ચીઢવવા ચૌટે ચૌટે એ ગીત ગવાવા લાગ્યા. છતાં એ સ્ત્રીઓને શા માટે ધિક્કારતો હતો એ કોઇ જાણવા પામ્યું નહિ. કદાચ તેમના અમૂલ્ય સૌંદર્યધન માટે ? કદાચ તેમના મંત્રમુગ્ધ આકર્ષણ માટે ? ગમે તેમ હોય, પણ ટાપુનો એક પણ માણસ એ વિષે વધુ જાણી શક્યો નહિ.

* * *

એક દિવસ લીલી વહેલી ઉઠીને તેના ભૂતિયા ગૃહમાં પ્રવેશી. એ પહેલાં તો ડરી ગઇ. કેમ ? એ પણ એક સ્ત્રી હતી ને ? અને આ માણસ સ્ત્રીઓને તો ધિક્કારતો હતો, એટલે લીલીને પણ ધિક્કારે. અરે ! તેને મારીને કદાચ બહાર કાઢી મૂકવા જેટલો પાગલ બની જાય તો ! પણ લીલીના નાનકડા હૃદયમાં વધારે હીંમત હતી. સાવધાનીથી એક પુસ્તકના ઉંચા ખડકલા પાછળ એ છૂપાઇ ગઇ અને અંદરનું દૃશ્ય જોવા લાગી.

એ ચમકી ગઇ. પેલો પાગલ ઘુંટણીયે પડીને પેલી નીલામ્બર મૂર્તિ આગળ મંદ સ્વરે કંઇ પ્રાર્થના કરતો હતો. સ્ત્રોતસ્વિનીના નિર્મળ પ્રવાહ જેવો એનો શબ્દપ્રવાહ વાતાવરણમાં મંજુલ ધારે વહેતો હતો.

" તું નહિ જ બોલે મા ! સમસ્ત જગતની સ્ત્રીજાતના પ્રતિનીધી તરીકે તારી યશસ્વી પ્રતિષ્ઠા કરી હું તારે ચરણે આજ દિવસો થયા મારું હૃદયધન મૂકીને બેઠો છું. ઓ મા ! શું તું આદ્ય ઇશ્વરી નથી ? એમ કહે એટલે હું નાસ્તીક બની જાઉં. આખું જગત મને નાસ્તીક લાગે છે. એટલે જ તારી આખી જાતી માટે મને ઘૃણા છે, પણ તને હું કેમ ધિક્કારું ! ઓ મા ! તારામાં મેં

મારી આ જીવનની શ્રદ્ધા મૂકી છે, તારા પ્રકાશે હું જીવનનો ઉત્કર્ષ ભાળું છું.

કહે, તું નહિ જ બોલે ? હું તારી સમસ્ત જાતીને તીરસ્કારૂં છું એટલે તું ગુસ્સે થઇ છો ? ભલે થા, પણ એમાં મારો વાંક નથી.

શા માટે સ્ત્રીઓનાં હૃદય જડ પત્થર જેવાં તેં ઘડેલાં છે ? શા માટે તેમાં પ્રેમ, લાગણી, અને ઉત્કંઠા નથી ? સૌંદર્યોની કુંજે કુંજે હું ભમ્યો છું મા ! કેટલી યે સ્ત્રીઓને મેં જોઇ છે, કોઇમાં સુંદર રૂપ જોયું તો હૃદય નહોતું–સ્નેહભીની લાગણી નહોતી, કોઇમાં રૂપ નહોતું પણ હૃદય હતું, ઊર્મિભીનું, વિવશ, આતુર, પણ એને હું શું કરૂં ? એ કુબડી વિકૃતિ હું શે સંઘરૂં ? ઓ મા ! મારા પન્થમાં અંધારા રેલાય છે. મારા આત્માને એના પુનિત પ્રકાશથી અજવાળી દે, મારા અંતરમાં કોઇ દિવ્ય આનંદ ઉછાળી દે, એવી સૌંદર્યજ્વાલા શું મને નહિ મળે ?

કહે, એટલે હું આ જગતને છેલ્લા પ્રણીપાત કરી લઉં, મારી આ જીવનસાધનમાં નિરાશાનો અંચળો ઓઢી લઉં.

મારૂં હૃદય આક્રંદી ઉઠે છે. આત્મા વેદનાના ડંખથી ઘવાઇ ગયો છે, ઓ મા ! મને એવી સૌંદર્યજ્વાલા બતાવ જે મારી વેદનાને તેના શીતલ સ્પર્શથી શાંત કરી દે, જેના હૃદયમાં સ્નેહના અમીકૂંપ ભર્યા હોય, જે માત્ર કલ્પના ન હોય, નીરંતર ઉછળતી કવિતા હોય. '

હળવે હળવે એના ભાવનાગીતનો ધ્વનિ પડી ગયો. પેલી મૂર્તિ કશું બોલી નહિ, એને વાચા નહોતી, ઓરડામાંથી અંધકારનું હૃદય હળવું બનતું ગયું અને ત્યાં કરૂણ નિર્જનતા પ્રસરતી ગઇ. લીલીએ એક ઊંડો નીસાસો મૂક્યો. તેને આ માનવકીટની દયા આવી, તેના સ્નેહાળ અંતરમાં વાત્સલ્યની

ઊર્મિ ઝરણી વહેવા લાગી. મંદ પગલે કોઇની દ્રષ્ટિએ ચડયા વગર એ ત્યાંથી અદ્રશ્ય થઇ ગઇ.

*　　*　　*

હવે જ લીલી જાણી શકી કે આ પ્રવાસી શા માટે સ્ત્રીજાત તરફ ઘૃણાની દ્રષ્ટિએ જોતો હતો, શા માટે એનાથી દૂર રહેવા, એની કલ્પના માત્રથી અસ્પૃશ્ય રહેવા આ બધા પ્રયત્નો કરતો હતો.

એને કોઇ રૂપગર્વિતાએ દગો દીધો હતો, તેના જીવનના અમૃતમાં એણે હલાહલની કટોરી ઢાલવી દીધી હતી, તેના હૃદયમાં એથી સખત ફટકો પડયો હતો અને તેની અસર તેના મગજ ઉપર થઇ હતી.

એ તેના જીવનમાં પુનઃ ઉલ્લાસ અને આનંદની છોળો ઉરાડી શકે તો ? એના શૂન્ય, નિષ્પ્રાણ જીવનમાં પુનઃ ચેતનનાં આન્દોલનો ઉછાળી શકે તો ! તેનો ઉત્કર્ષ સાધે તો ?

એના અંતરની કોમલ સીતારી કલ્પનાએ મધુરી ગીતરાગીણી છેડવા લાગી. જાણે એ કોઇ મનોરમ સુવાસીત સ્વપ્ન લહરી સાથે ઉડી કોઇ દિવ્ય, સોનેરી પ્રદેશમાં વિહરવા લાગી.

એની લીપ્સા જાગ્રત થઇ, તેના હૃદયમાં પ્રેમ, લાગણી અને વાત્સલ્યની ત્રીવેણી ફુટી નીકળી, અને એ પુનિત પ્રેમ ગંગાના પ્રવાહમાં એ તણાવા લાગી. જાણે એ કોઇ લોહચુંબક જેવા આકર્ષણ તરફ ધસડાવા લાગી, જાણે કોઇના દિવ્ય સ્વર એ સાંભળી રહી ન હોય ! જાણે કોઇના સ્નેહાળ અમૃતમય નયનોનાં મૂક નીમંત્રણ તેને બોલાવી રહ્યા ન હોય !

' ઓ લીલી ! ઓ લીલી ! મારા સૂના અંતરમાં તારી દિવ્યતાનો પડઘો પડવા દે, મારા અંધકારથી ભરેલા જીવનમાં તારા પ્રણયની

દીવડીથી પ્રકાશના પુંજ રેલાવી દે, ઓ ! પ્રાણુ ! ઓ લલીતાંગીની ! ઓ ! પુનિત સૌંદર્યજ્વાલા ! '

જાણે પેલો પાગલ પ્રવાસી ઢુંટણીએ પડીને તેને આ બધું સંભળાવી રહયો ન હોય, તેના હ્રદયમાં એ અનંતના ધબકારા સંભળાવી રહયો ન હોય એવું એ અનુભવી રહી.

લીલી સંસ્કારી હતી, ટાપુની બીજી માછી કન્યકાઓના અજ્ઞાનથી એ પર હતી, આ ટાપુની નીશાળમાં એ બધાથી મોખરે હતી. સંસ્કારમાં, ચારિત્ર્યમાં, બુધ્ધિમાં, માનવહ્રદયની લાગણીઓ, અને ભાવસ્પન્દનો પીછાનવાની એની શકિત તીવ્ર હતી.

એ આખી રાત કલ્પનામય હતી, લીલીએ કોઇ ભવ્ય કલ્પનાની પાંખ ઉપર બેસી વિરાટનાં ઉડ્ડયન આદર્યાં હતાં. વાતાવરણ પણ એટલું જ શાંત, કવિતામય હતું. નિરવ આકાશ, ચાંદની, અને તાડ અને નાળીયેરીના ઊંચા ઊંચા વૃક્ષોની હારમાળા, જાણે એ બધું લીલીના મધુર હ્રદયને જાગ્રત રાખવા બસ હતું. દૂર સાગરનું ગીત ગુંજતું હતું, કલ્પનાની સરાણે એ ભાવી જીવનને ચડાવી કસતી હતી, ખૂબ એમ કલ્પના વિહાર પછી એક સુંદર કલ્પના એને ગમી ગઇ. એ મંદ મંદ હસી પડી, એના હોઠમાં પદ્માંકૂરો ફુટી નીકળ્યા, એ કલ્પના એ કોઇને કહેવા જેવી નહોતી.

* * *

બીજી સવારે, જ્યાં હજુ અંધારાની નીબીડ શૂન્યતા વેરાયેલી પડી હતી, ત્યાં એ ઉઠી અને ચાલી નીકળી. જાણે કોઇ સ્વચ્છ નીલ વસ્ત્રથી સજેલી આકૃતિ, સુંદર, કોઇ મીણની પુતળી; કોઇ પાગલની ભવ્ય કલ્પનામૂર્તિ.

અને તે ચૂપકીથી પેલા પ્રવાસીના ઘરમાં પ્રવેશી ચૂકી.

હજુ એ પાગલ પથારીમાંથી ઉઠ્યો નહોતો, પણ કંઇક ખખડાટે એનાં ચક્ષુ ઉઘાડી નાખ્યાં. એ જાગ્યો, કશુંક હતુ ? ના, કશું યે નહિ. માત્ર મિથ્યા ભ્રમણા. એ ઉઠ્યો, લોટામાંથી ઠંડું પાણી લઇ આંખો ઉપર છાંટયું અને પછી તેના નિત્ય નિયમ મુજબ પેલી નીલામ્બર મૂર્તિ પાસે ઘુંટણીયે પડી ગઇ કાલની જેમ કશું ય ન સમજાય તેવું, ગણગણવા લાગ્યો. પેલી મૂર્તિ જરાક ડગી, કંપ જેવું તેને લાગ્યું, એ નાસ્તીક નહોતો જ, અખીલ વિશ્વના સ્ત્રીત્વના પ્રતિનીધી તરીકે એણે પ્રતિષ્ઠીત કરેલી એ દેવી કશુંક બોલવા માગતી હતી. દેવીનો મધુર, સંગીત જેવો કંઠ વાતાવરણમાં રણકાર ઉત્પન્ન કરવા લાગ્યો.

" તું શું ગણગણે છે પાગલ ? એ જ મને તો સમજાતું નથી. શું તું સ્ત્રીઓથી કંટાળ્યો છે ? તું એને તિરસ્કારની નજરે જુએ છે ? એને અધમ, બેવફા, હૃદયહીન, એવા ઉપાલંભોથી ડામે છે ? હા, એ બધું તું કરી શકે છે, પણ સૌંદર્ય શું કહેવાય એની તને ખબર નથી. (જ્યાં સ્નેહ હોય ત્યાં સૌંદર્યનો વાસ ન હોઇ શકે.) (જ્યાં સૌંદર્ય હોય ત્યાં સ્નેહ કે વાત્સલ્યની અમીઝરણી ન ફુટે; ત્યાં ગુમાન, રૂપગર્વ અને તિરસ્કારે ઘર કર્યું હોય છે.)

તું શા માટે આમ આથડે છે ? જીવનને કાં વેડફે છે ? જે પુષ્પ આંગણામાં ખીલ્યું છે એની સુગંધ લઇ જીવન ધન્ય કર. વનવગડાના પુષ્પોમાં મધુરપ ક્યાંય ભાળી છે ? જે ચક્ષુ સમીપ છે, એ મેળવવા આકાશમાં મીટ કાં થંભાવે છે ?

તને સ્ત્રી બતાવું ? સ્નેહની નિર્મળ પ્રતિમા તેં જોઇ છે ? એમાં સૌંદર્યની ભભક નહિ હોય, એમાં હ્રદયમાં દાવાનળ સળગાવે એવી જ્વાલા નહિ હોય. ચાંદની જેવું શીતલ, અમીમય એનું સ્નેહઅમૃત તારા કુંઠીત જીવનમાં સ્વર્ગની ભૂખ લગાડશે. તારા હ્રદયનું બધું યે વ્હાલ એના ઉપર ઢોળીશ ? એ તો ઝંખે

છે તને દિનરાત! તારા અંતરમાં સ્નેહનું ટીપું યે છે? ઉરનાં આંસુડા ઢલવી ઢલવીને એણે રચી છે તારા કાજે સ્નેહસૃષ્ટિ. એ સ્નેહસૃષ્ટિના વિહાર તને ગમશે? તો જા, જઇને મળ લીલીને, એ તારી દેવી બનશે, તારા ચરણે એનું હૃદયધન ધરશે.

એ મૂર્તિનો અવાજ બંધ થયો. જાણે મધુર કોકીલ બંસી બંધ થતા વાતાવરણમાં નીબીડ ભવ્યતા વેરાઇ ગઇ. પેલા માણસનાં અંતરચક્ષુ ખુલી ગયાં. જગત જે દંભી, અસત્ય અને અવાસ્તવીક લાગતું હતું, તેમાં વાસ્તવીકતાનો ઉઘાડ થતો જણાયો. એની પાગલતા ઓસરી ગઇ અને જ્ઞાનદીપકના તેજ પ્રસરી ગયાં. જાણે વર્ષો પછી ફરી વાર આજ તેના જીવનની ઉષા ઉઘડતી હતી, નૂતન પ્રાણ અને રંગથી ચમકતી.

એના ચિત્તમાં લીલીની કૌમાર નીતરતી, સ્નેહના નિર્દોષ સ્વપ્ન સમી સૌંદર્યમૂર્તિ રમવા લાગી. જે બાલીકા દીવસો થયા તેના પાસે ખાવાનું મૂકી જતી હતી, તેને ઝાંખીને જોવાની, એના હ્રદયની આરસીમાં સ્નેહનું નિર્મળ પ્રતિબિમ્બ નીરખવાની સુદ્ધાં તેણે પરવા નહોતી કરી એ વિચારે તેના હૃદયમાં દુઃખ પ્રગટાવ્યું.

એ ઘરની બહાર નીકળ્યો અને લીલીને શોધવા દોડયો. દોડતો દોડતો એ લીલીના ઘર પાસે આવી પહોંચ્યો. અંદર ડોકીયું કર્યું તો લીલીની વૃદ્ધ મા એની પથારી સંકેલતી હતી, લીલી ત્યાં નહોતી.

હતાશ, નાસીપાસ થઇ, લથડતે પગલે એ પાછો પોતાના ભૂતિયાગૃહ પાસે આવ્યો.

રસ્તામાં માછીમારો એને ટીકી ટીકીને જોતા હતા. નાની

નાની બાલીકાઓ એને જોઇને મોટેથી અટ્ટહાસ્ય કરતી હતી. એ બધાંને લાગ્યું કે આ માણસનું ગાંડપણ કદાચ વધી ગયું હશે.

દ્વારમાં પ્રવેશતાં જ, સામે એના પ્રફુલિત સ્મિતથી ભાવનાના કાવ્યો વેરતી લીલી ઉભી હતી. એ જ નિલામ્બર આકૃતિ, સ્વચ્છ અને મનોરમ! જાણે તેના જીવનની બીજી ઉષા! અને તેની આંખોમાં કંઈક હતું. પેલો માણસ એ જાણી ગયો. સ્નેહનું મૂક નિમંત્રણ એમાં હતું!

"લીલી! ઓ લીલી! જ્યારે જગતના બધા ગૃહદ્વાર બંધ હતા, ત્યારે તારા ઉરના દ્વાર ઉઘાડી તેં કહ્યું 'ઓ પથીક આવ! જ્યાં તીમીર છે, ત્યાં હું પ્રકાશ કરૂં છું, જ્યાં સ્વપ્ન છે, ત્યાં હું સજીવતા ધરૂં છું, જ્યાં ઝેર છે ત્યાં હું અમૃત કરૂં છું અને હું આવ્યો છું, તારા હૃદયદ્વારે, અચલ શ્રદ્ધાભર, જીવનનો થાક ભુલી જવા. તારા સ્નેહની નીઝરણીથી પાવન થવા, ઓ સૌંદર્યજ્વાલા!" એટલું કહીને એ લીલીના હૃદયમાં સમાઇ ગયો. લીલી એ પાગલના મસ્તક ઉપર હળવે હળવે હાથ ફેરવવા લાગી.



# મ છુ વા

હોડીએ સમુદ્રના ઊર્મિજલથી ધોવાઇ ધોવાઇને સારૂ, અણીદાર થયેલા કાળા પથ્થરોના કિનારાને સ્પર્શ કર્યો કે તરત જ મહેશ ચક્રવર્તીએ એક છલંગ મારી લીલી કુંજાર પથરાયેલી વનશ્રીનો માર્ગ લીધો. એક વાડી વટાવી એ એક ગીચ ઝાડીમાં પ્રવેશ્યો.

આ વસંત ઋતુનો પ્રારંભ હતો, અને રજનીગંધાના પુષ્પોએ ખીલીને તેમની મધુર સૌરભથી વાતાવરણમાં મધમધાટ ભરી દીધો હતો. આસોપાલવની ઘટામાંથી નીલકંઠનો ભયગ્રસ્ત સ્વર સંભળાયો અને પછી બધું શાંત થયું.

પૂર્ણિમાના ધવલ ઉજ્જવલ પ્રકાશમાં એણે મછુવાની યૌવન અને ઉલ્લાસથી ઉછળતી આકૃતિ જોઇ. એક પલાશના છોડને પકડીને એ ઉભી હતી. તેની આજીવન સ્વપ્નમૂર્તિ ! 'ઓ મછુવા ! ઓ મછુવા ! ચંદ્ર જે વિરહે ચકોરીની માર્ગદર્શના કરે છે એ રીતે તારા સ્મરણની પગદંડીએ હું આવ્યો છું. તારી પ્રણયગંગાની અંજલિ અર્પી મને પાવન કરી દે ઓ સૌંદર્યમૂર્તિ !' કહી મહેશે મછુવાને છાતી સાથે દબાવી દીધી, અને તેના સુગંધી શ્વાસમાં એનો શ્વાસ ગુંથી લીધો અને તેના હૃદયનાં ધબકારામાં એના હૃદયના ધબકારા ભળી ગયા.

એકબીજાને આલીંગનોથી ભીંસીને તેઓ ચાલ્યા, જાણે કોઇ સ્વપ્નઘેલડાંઓ નૂતન જીવનપન્થના દર્શને, અને તેમના અંતરમાં જે ઉઘાડ હતો, એમાં ઉષાનું પ્રથમ સ્મિત વેરાયેલું પડ્યું હતું.

'આટલી વાર કાં લાગી, મહેશ ?' મંદ મંદ હસતાં મઞ્જુલા બોલી, અને તેની દ્રષ્ટિ મહેશના ચમકતાં નયનોમાં એકાગ્ર કરી.

'ઉમા, મારો પીછો મૂકે ત્યારે આવું ને ! એના જેવી સ્વામીભક્ત અને અંધશ્રદ્ધાળુ સ્ત્રી મેં બીજી એક પણ જોઇ નથી. મને જોઇ એ પાગલ બની જાય છે. એ મને દેવની જેમ પૂજે છે, મારા ચરણ પ્રક્ષાળી તેનું ચરણામૃત લે છે, અને તેનું જીવનધન મને ધરાવી એ કૃતકૃત્ય થઇ રહે છે. હા, હા, હા !' મોટેથી એક અટ્ટહાસ્ય કરી મહેશ ચક્રવર્તી બોલ્યો, અને મઞ્જુલાની હડપચી ઉંચી કરી તેના ગુલાબી ગાલની સુધા પીવા લાગ્યો.

થોડેક દૂર ચાલીને તેઓ મરકન્દના એક વૃક્ષ નીચે બેઠાં. ચંદ્રકિરણો, એના પાંદડામાંથી ચળાઇને નીચે બેઠેલાં એ બન્ને રસમૂર્તિઓ ઉપર પડતાં હતાં.

'પણ આમ ક્યાં સુધી ચાલશે મહેશ ? ઉમાનું નામ સાંભળી હું સળગી ઉઠું છું. જાણે એ મારૂં સર્વસ્વ સંગ્રહીને બેઠી છે એવો ભાર મારા હૃદય ઉપર મને લાગે છે, અને હું ? લુંટાયેલી, આશાભગ્ન, તારા પ્રણયના ટુકડા ઉપર મારી મુગ્ધ જીવનભાવનાને કરમાવી નાખું છું. ઓ મહેશ ! આ નથી સહન થતું. તું મારાથી દૂર વસે એ અસહ્ય લાગે છે. તું મારો જ બની રહે, હું તને પ્રાર્થું છું,—આજ દિવસો થયાં, પછી તારી પ્રેમળ પ્રતિમાને મારા હૃદયના દર્પણ સામે રાખી હું તેમાં એનું પ્રતિબિમ્બ પડવા દઇશ." ઉમાએ પડી ગયેલા અવાજે કહ્યું, અને તેની મેઘધનુની રંગોળી જેવી સાડી ઠીક કરી.

તેના બન્ને હાથથી મઞ્જુલાને હૃદય સાથે ભીડી એ ઉત્કંઠીત

બની બોલ્યો ' હું એના જ વિચારો કરી રહયો છું, મછુવા ! આજ દિવસો થયા ઉમાના મૃત્યુના ઉપાયો હું યોજી રહયો છું, પણ એની ભક્તિ અને સાધના અચળ છે. હું એ કંટકને ઉખેડીને ફેંકી દેવા પ્રયત્નો કરૂં છું, ત્યારે એ કોઇ પ્રખર શ્રધ્ધાની મૂર્તિ જેમ મને વળગી રહે છે. મારો અગ્નિ શમી જાય છે, તિરસ્કાર દયામાં પરિવર્તન પામે છે, અને હું બાળક જેવો નિર્દોષ, બની રહું છું. '

' હા હા હા, ' જોરથી એક અટ્ટહાસ્ય કરીને મછુવા હસી પડી. તારા હ્રદયમાં નારીની કોમળતા છે. તારે ઊર્મિ, લાગણુ બધું યે છે એથી તારો હાથ પાછો પડે છે. અને હું ? લાગણી-શૂન્ય, જીવનના અમૃતને હલાહલ બનાવી બેઠેલી, એવી સેંકડો ઉમાઓ મારા ક્રોધની જવાલામાં ભસ્મ કરી નાખું એવી નિષ્ઠુર. તારી એ ભાવનામૂર્તિ ઉમાને કાલે અહીં લાવજે, પછી જોજે કે સ્ત્રીની અદેખાઇ, અને વિનાશક શકિતમાં કેટલું પ્રાબલ્ય છે. '

મહેશે તેની છટાદાર વાળની વેણીમાંથી એક બોરસલીનું ફુલ ચુંટી લીધું અને પછી મસળીને નીચે જમીન ઉપર ફેંકી

દીધું.

' મછુવા તેં આ જોયું ? ' મહેશે મોઢા ઉપર ગંભીરતા લાવવા પ્રયત્ન કરતાં કહ્યું. ઉમા એ રીતે જ નાશ પામશે, કોઇ એનો ભેદ પારખી શકશે નહિ. આ સંસારની પ્રફુલ્લતી વાડીમાંથી એ ચુંટાઇને કચરાઇ જશે. પછી તું અને હું ! ઓ મછુવા ! આપણે નવી લગ્નગ્રંથીથી જોડાઇ પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતારીશું.'

' તું એને અહીં લઇ આવીશ ? ' ઉમાએ પ્રસન્ન વદને તેની આંખોમાં ઢળતાં કહ્યું.

' હા હા, કાલે સંધ્યા સમયે, તું તારો મછવો લઇને કિનારે

ઉભી રહેજે' એટલું કહી મહેશે મણુવાને છાતી ઉપરથી અળગી કરી, એક દૃઢ આલીંગન આપી બન્ને પ્રાણીઓ ત્યાંથી છુટ્ટાં પડયાં.

* * *

જ્યારે મહેશે તેના બંગલામાં પગ મૂકયો ત્યારે ઉમા હજુ જાગ્રતાવસ્થામાં પલંગમાં પડી પડી અનેક કલ્પનાઓમાં ગરકાવ થઇ ગઇ હતી. મહેશનું શું થયું હશે? ટાવરમાં ત્રણના ટકોરા થયા હતા, છતાં મહેશ ઘર તરફ વળ્યો નહોતો. પેઢી બંધ કરીને જ્યારે સીધું એને ગૃહ ભણી આવવું જોઇએ ત્યારે એના પગલાંનો અવાજ પણ આવતો નહોતો.

કેટલી યે આશંકાઓમાં એનું ચિત્ત પરોવાઇ ગયું. એનું કોઇએ ખુન કર્યું હશે? આ મોટા શહેરમાં લુંટારાઓની એક મોટી ટોળી ફરતી હતી તેના વિષે એણે ઘણી વાર સાંભળ્યું હતું. પૈસા માટે, તેના જીવનધનનું તેઓએ ગળુ કાપ્યું હશે? તેને લુંટી લીધો હશે? કોઇ અજાણ્યા સ્થળે ઉપાડી ગયા હશે? કે જ્યાંથી પુનઃ પાછો આવી તેનું પ્રસન્ન, સ્નેહાળ મુખારવીંદ બતાવવા ભાગ્યશાળી નહિ બની શકે! ઓહ! ઓહ! ઓહ! આ દુઃખ અસહ્ય હતું. તેનું હૃદય ચીરાઇ જતું હતું. જાણે કોઇએ તેને અગ્નીથી ઉભરાઈ જતી કોઇ ઊંડી ગર્તામાં ફેંકી દીધી ન હોય! અને હવે તેના જીવનમાં વેદના, પ્રશ્ચાતાપ, અને આંસુ સિવાય કશું યે નહોતું. એમ ઘડીભર તેને થયું. બધી યે હિંમત એકઠી કરી ફરીવાર એ પલંગ ઉપર ટટ્ટાર થઇને બેઠી. તેણે પહેરેલી સાડી ઠીક કરી, પછી નીચે ઉતરીને એ કબાટ પાસે ગઇ, તેમાંથી વિલાયતી દાંતીયો કાઢી તેના વિખરાયેલા, અસ્તવ્યસ્ત વાળને છટાદાર સેંથીમાં ગુંથી લીધા. એ ગામડાની છોકરી હતી છતાં એનામાં આ યુગની નવા

થોડીક ફેશન આવી ગઇ હતી, તેણે મુચકુન્દના ફુલને શોભાયમાન રીતે તેના વિશાળ અંબોડામાં ખોસ્યું અને પછી દર્પણમાં પોતાનું સુંદર પ્રતિબીમ્બ જોઇ ખૂબ ખૂબ પ્રસન્ન બની. તેના સ્વામીની માર્ગદર્શના કરવા માટે હવે તે વધુ યોગ્ય અને રૂચીકર બની હતી.

દ્વાર ઉપર એક ધીમો ટકોરો પડયો, ત્યારે તેણે જાણ્યું કે મહેશ ચોક્કસ આવ્યો. તેણે સાડીને ફરી વાર ઠીક કરી લીધી. કોઇ નવોઢા પત્ની, પતિના પ્રથમ મીલને જતી હોય એમ તેના હૃદયમાં પ્રેમની છોળો ઉછળી હતી.

બારણું ઉઘાડી જોયું તો મહેશ ત્યાં ઉભો હતો. તેની આ જીવન યૌવનમૂર્તિ ! અને તેની આંખોમાં જે પ્રભા, અને પ્રતિભા હતી એથી એ અંજાઇ ગઇ. સ્વામીને આવકારતાં એને આવડયું નહિ, ઘેલી, ઊર્મિવીવશ બની એ મહેશના ચરણપંકજમાં પડી ગઇ અને તેના ચરણની રજ લઇ, માથે ચડાવી, ધન્ય બની.

ઉમા ! હજુ તું સૂતી નથી ? મહેશનો મધુર ભાવવાહી અવાજ આવ્યો, અને તેણે ઉમાને ઉભી કરી છાતી સરસી દાબી દીધી ' ઓ ઉમા ! મારી દેવી ! તું આમ ઉજાગરા શા માટે કરે છે ? '

' ત્યારે બીજુ શું કરૂં ? દીર્ઘ પક્ષ્મોમાં આંસુ ગુંથી લેતા ઉમાએ કહ્યું ' તમે આ સૂના ખંડમાં નથી હોતા ત્યારે ખુદ એની દિવાલો મને ડરાવે છે. જાણે અનેક કાળમૂર્તિઓના સ્વરૂપ મારા સામે મોટેથી ચિત્કારી ઉઠે છે અને હું બેબાકળી બની આમતેમ દોડું છું, તમને શોધવા, પણ તમે નજીક નથી હોતા, એટલે નિરાશ, હૃદયભગ્ન થઇ પલંગ ઉપર ફસડાઇ પડું છું. '

' ઓ ઉમા ! મારી દેવી ? હું તને કેટલો ચાહું છું ! લાગણીની

ઉભી રહેજે' એટલું કહી મહેશે મણુવાને છાતી ઉપરથી અળગી કરી, એક દેહ આલીંગન આપી બન્ને પ્રાણીઓ સાંથી છુટાં પડયાં.

*　　*　　*

જ્યારે મહેશે તેના બંગલામાં પગ મૂક્યો ત્યારે ઉમા હજુ જાગ્રતાવસ્થામાં પલંગમાં પડી પડી અનેક કલ્પનાઓમાં ગરકાવ થઇ ગઇ હતી. મહેશનું શું થયું હશે? ટાવરમાં ત્રણના ટકોરા થયા હતા, છતાં મહેશ ઘર તરફ વળ્યો નહોતો. પેઢી બંધ કરીને જ્યારે સીધું એને ગૃહ ભણી આવવું જોઇએ ત્યારે એના પગલાંનો અવાજ પણ આવતો નહોતો.

કેટલી યે આશંકાઓમાં એનું ચિત્ત પરોવાઇ ગયું. એનું કોઇએ ખુન કર્યું હશે? આ મોટા શહેરમાં લુંટારાઓની એક મોટી ટોળી ફરતી હતી તેના વિષે એણે ઘણી વાર સાંભળ્યું હતું. પૈસા માટે, તેના જીવનધનનું તેઓએ ગળુ કાપ્યું હશે? તેને લુંટી લીધો હશે? કોઇ અજાણ્યા સ્થળે ઉપાડી ગયા હશે? કે જ્યાંથી પુનઃ પાછો આવી તેનું પ્રસન્ન, સ્નેહાળ મુખારવીંદ બતાવવા ભાગ્યશાળી નહિ બની શકે! ઓહ! ઓહ! ઓહ! આ દુઃખ અસહ્ય હતું. તેનું હૃદય ચીરાઇ જતું હતું. જાણે કોઇએ તેને અગ્નીથી ઉભરાઇ જતી કોઇ ઊંડી ગર્તામાં ફેંકી દીધી ન હોય! અને હવે તેના જીવનમાં વેદના, પ્રશ્ચાતાપ, અને આંસુ સિવાય કશું યે નહોતું. એમ ઘડીભર તેને થયું. બધી યે હિમ્મત એકઠી કરી ફરીવાર એ પલંગ ઉપર ટટ્ટાર થઇને બેઠી. તેણે પહેરેલી સાડી ઠીક કરી, પછી નીચે ઉતરીને એ કબાટ પાસે ગઇ, તેમાંથી વિલાયતી દાંતીયો કાઢી તેના વિખરાયેલા, અસ્તવ્યસ્ત વાળને છટાદાર સેંથીમાં ગુંથી લીધા. એ ગામડાની છોકરી હતી છતાં એનામાં આ યુગની નવા

થોડીક ફેશન આવી ગઇ હતી, તેણે મુચકુન્દના ફુલને શોભાય-માન રીતે તેના વિશાળ અંબોડામાં ખોસ્યું અને પછી દર્પણમાં પોતાનું સુંદર પ્રતિબીમ્બ જોઇ ખુબ ખુબ પ્રસન્ન બની. તેના સ્વામીની માર્ગદર્શના કરવા માટે હવે તે વધુ યોગ્ય અને રૂચીકર બની હતી.

દ્વાર ઉપર એક ધીમો ટકોરો પડયો, ત્યારે તેણે જાણ્યું કે મહેશ ચોક્કસ આવ્યો. તેણે સાડીને ફરી વાર ઠીક કરી લીધી. કોઇ નવોઢા પત્ની, પતિના પ્રથમ મીલને જતી હોય એમ તેના હૃદયમાં પ્રેમની છોળો ઉછળી હતી.

બારણું ઉઘાડી જોયું તો મહેશ ત્યાં ઉભો હતો. તેની આ જીવન યૌવનમૂર્તિ ! અને તેની આંખોમાં જે પ્રભા, અને પ્રતિભા હતી એથી એ અંજાઇ ગઇ. સ્વામીને આવકારતાં એને આવડયું નહિ, ઘેલી, ઊર્મિવોવશ બની એ મહેશના ચરણપંકજમાં પડી ગઇ અને તેના ચરણની રજ લઇ, માથે ચડાવી, ધન્ય બની.

ઉમા ! હજુ તું સૂતી નથી ? મહેશનો મધુર ભાવવાહી અવાજ આવ્યો, અને તેણે ઉમાને ઉભી કરી છાતી સરસી દાબી દીધી ' ઓ ઉમા ! મારી દેવી ! તું આમ ઉજાગરા શા માટે કરે છે ? '

' ત્યારે બીજુ શું કરૂં ? દીર્ઘ પક્ષ્મોમાં આંસુ ગુંથી લેતા ઉમાએ કહ્યું ' તમે આ સૂના ખંડમાં નથી હોતા ત્યારે ખૂદ એની દિવાલો મને ડરાવે છે. જાણે અનેક કાળમૂર્તિઓના સ્વરૂપ મારા સામે મોટેથી ચિત્કારી ઉઠે છે અને હું બેબાકળી બની આમતેમ દોડું છું, તમને શોધવા, પણ તમે નજીક નથી હોતા, એટલે નિરાશ, હૃદયભગ્ન થઇ પલંગ ઉપર ફસડાઇ પડું છું. '

' ઓ ઉમા ! મારી દેવી ? હું તને કેટલો ચાહું છું ! લાગણીની

પ્રગળતા દાખવું તો અને તેના આંસુ ચૂમી લેતાં મહેશ બોલ્યો જાણે મારા શુષ્કજીવનમાં તું ઉછળતી આનંદધારા! જ્યાં અંધકાર હોય છે, ત્યાં તારા પગલાંથી પ્રકાશ થાય છે. જ્યારે મારા જીવનમાં શિશિર બેસે છે, ત્યારે તું પ્રફુલ્લતી વસંત જેમ આવી તારા નૂતન રંગથી મને રંગી દે છે.' કહી મહેશે ઉમાની આંખોમાં જોયું અને તેમાં ઊંડો ઉતરવા લાગ્યો.

"ના, ના, સ્વામી' ઉમાએ તેની છાતી ઉપરથી અળગી થતા કહ્યું હું તમારા પ્રણયના આ બધા અલંકાર અને અર્ધ્યાંજલિને યોગ્ય નથી. હું તો તમારી ચરણકિંકરી છું. તમારા ચરણનો સ્પર્શ નિત્ય કરવા મળે એટલે હું અહોભાગ્ય સમજું છું.' મહેશ હળવે હળવે ભયંકર બનતો ગયો. એની જીવ્હા ઉપર મધુરસ હતો, પણ હૃદયમાં હલાહલ હતું. જે જે પ્રણયભીના શબ્દે એ એ ઉમાને પાગલની દશામાં મૂકી દેતો હતો એ શબ્દો પાછળ છૂપાયેલી ભયંકરતાનુ માપ કાઢી શકવાની શક્તિ ઉમામાં નહોતી. એ નિર્દોષ, ભોળી, વ્યક્તિત્વ વગરની સ્ત્રી હતી. જગતની કડવાશ, અને જીવનના દ્વન્દ્વોનો એને કદી યે અનુભવ થયો ન હતો, મહેશે તેની મીઠ્ઠી અમૃતભરી વાગ્ધારા આગળ વહાવતાં કહ્યું "ઓ ઉમા! તને મેળવીને હું મારી જાતને કેટલી ધન્ય માનું છું? મને થાય છે કે ઉમા મારું સખ્ય સાધવા આ પૃથ્વી ઉપર ન હોત તો મારા દિવસો કેમ જાત? આ બધુંજ ઉલ્લાસ અને કવિતાથી ઉભરાઇ જાય છે. એ કોઇ ભગ્નખંડેરના અવશેષ જેવું લાગત. જાણે પ્રાણહીન ખોળીયું!"

"ના ના, સ્વામી! મારામાં એવું શું છે? તમારાં આ પ્રસંશાગાન અને શબ્દાલંકાર આગળ મારી તુચ્છતાને જ્યારે હું સરખાવું છું, ત્યારે હું લજ્જા પામું છું, અને સ્વયં કહું

છું ' અરે ઉમા ! તારા જીવનને આદર્શ જેવું કંઇ પણ સાંપડે તો એ આ ગૃહના સંસ્કારમય વાતાવરણ સિવાયનું બીજું અન્ય સ્થળ નહિ હોય. " ઉમાએ તેના નિર્મળ, સ્વચ્છ આરસી જેવા હૃદયના ભાવો વ્યક્ત કરતાં કહ્યું.

આ બધી વાતો પાછળ એ મહેશને પૂછવાનું જ ભૂલી ગઇ કે એ ક્યાં ગયો હતો અને આટલી મોડી રાત સુધી ક્યાં રોકાયો હતો. એના ભોળા નિર્દોષ સ્વભાવને એ જાણવાની ઇચ્છા ન થઇ.

*  *  *

બીજી સવારે ઉમાનો જન્મ દિવસ હતો. આખું ગૃહ આનંદ વારિધીમાં ડોલતું હતું. બંગલાના નોકરો, ચાકરડીઓ અને વૃધ્ધ રસોયો પણ આ નવોઢા શેઠાણીના જન્મ દિવસે કોઇ અજ્ઞાત આનંદથી ઉછળી રહયાં હતાં. ઘરમાંથી મીઠી મીઠી વાનીઓના મધમધાટથી વાતાવરણમાં મધુર સુગંધ પથરાઇ ગઇ હતી. કેટલાક મીજમાનોને જમવા નહોતર્યા હતા, તેમાં મધુવાને પણ આમંત્રણ હતું.

મધુવાને જ્યારે ઉમાએ જોઇ ત્યારે એના સૌંદર્યથી એ ડધાઇ ગઇ. એનામાં જો કે વ્યક્તિત્વ જેવું કંઇ પણ નહોતુ, છતાં તેના સૌંદર્યમાં વસંતની જે તાઝગી હતી, અને તેના શબ્દોમાં જે મધુરતા હતી, તેમજ સ્વભાવમાં જે નિખાલસ ઔદાર્યભાવ હતો એ બધું ટાપટીપ વગરની ઉમાને આકર્ષવા બસ હતું. એણે વાદળી રંગની સાડી પહેરી હતી, અને તેમાં સાગરમાં નિરંતર ઉછળતી ઊર્મિમાલા જેવા વિવિધરંગના આછા આછા પટા હતા. એના વિશાળ કપોલમાં કંકુની ઝીણી ટીલડી હતી અને તેના મનોરમ ગુચ્છા પાડીને ગુંથેલા વાળમાં બોરસલ્લીનાં તાજાં

ફુલો ગુંથેલાં હતાં.

ગ્રામ્ય વાતાવરણમાં, અને ભોળા અજ્ઞાત સહવાસમાં ઉછરેલી ઉમા, મધુવાના પ્રથમ દર્શને જ અંજાઇ ગઇ. મધુવા તેને કોઇ અસાધારણ સ્ત્રી લાગી. એ કોઇ રાજરાજેશ્વરી જેવી લાગતી. એ ચાલતી હતી ત્યારે એના પગમાં ઝણકી ઉઠતા નૂપુરમાં કોઇ દિવ્ય સંગીતનો પડઘો ઉઠતો હતો. એ જ્યારે બોલતી ત્યારે બનતાં સુધી અતી શુધ્ધ ખૂબ ચાવીને, વિચારપૂર્વક અને બંધ બેસતા શબ્દો જ બોલતી. એની વર્તણુકમાં અતી ચોક્કસાઇ અને વીસમીસદીની સંસ્કારીતા ચમકી ઉઠતી હતી. ઉમાને થયું કે આ સંસ્કારમૂર્તિ કોણ હશે?

અરેરે! બિચારી ઉમા! તેને શી ખબર હોય કે એ સૌંદર્ય અને અલંકારના પરિવેષ પાછળ કોઇ સ્વાર્થી, જડ, વિવેકબુધ્ધિ શૂન્ય હૈયું સંતાયેલું પડ્યું હતું? એ હૈયામાં ભડભડતી જ્વાલા સળગતી હતી. એ જ્વાલામાં તેના જેવી અનેક ઉમાની ભસ્મ કરી નાખવાની શકિત હતી.

મહેશના હૃદયનો આનંદ પણ આજ સીમાન્તે હતો. એણે શરીર ઉપર ઉમદા વસ્ત્રો પહેરી લીધાં હતાં. ઝીરમણી પહોળી કિનારનું ધોતીયું, તાજું જ ડ્રાયક્લીનીંગમાં ધોવરાવેલું શ્વેત ખમીસ, અને પગમાં ચમકતાં પેટન્ટના, ખાસ કલકત્તાથી આણેલા પમ્પ શુઝ!

ઓહ! જાણે અશ્વિનીકુમારની પ્રતિમૂર્તિ જેવો આજ તે દેખાતો હતો. કોઇ સુંદર, મધુર સ્વપ્નમૂર્તિ જેવો! કોઇ પણ પ્રથમ આકર્ષણે પ્રણયની ઊર્મિ અનુભવે એવી સુંદરીનો હૃદયનાથ થવાને બધી રીતે યોગ્ય!

આકાશમાં બંધાયેલી મેઘમાલા જેમ અનંત વૃષ્ટિ પછી વીંખાઇ જાય છે એમ બધા મીજમાનો એક પછી એક ચાલ્યા ગયા. પછી ઘરમાં શાંતિ જામી, મછુવા હજુ નહોતી ગઇ. કદાચ તેને અહીં જ આખી રાત ગાળવી હોય, એવી કોઇ પણ જાતની તૈયારી વગરની બેફીકર, એ એક હારમોનીયમ ઉપર બેસી, તેમાંથી મંજુલ સરોદે સંગીતની સૃષ્ટિમાં એનું સ્થાન નક્કી કરતી હતી.

ઉમા એની તીવ્ર ઉત્કંઠા અત્યાર સુધી રોકીને બેઠી હતી. એ મીજમાનો ગયા પછી મછુવા પાસે આવી. મછુવા હારમોનીયમના મધુર સરોદોમાં ગરકાવ થઇ ગઇ હતી. એણે મછુવાના કોમલ ખભા ઉપર હાથ મૂકયો.

" બહેન, તમે કોણ છો ? " એણે બધી હીંમત અને ધૈર્ય એકઠાં કરી પૂછ્યું અને પછી ઉત્તરની રાહ જોતી તેની આંખોમાં ઉડી ઉતરવા લાગી.

મછુવાએ એક મધુર સ્મિત હોઠ ઉપર લાવી કહ્યું " મને ન ઓળખી ? ઉમા બહેન ! હું મછુવા ! આખા શહેરનાં પ્રતિષ્ઠિત નરનારીઓ મને ઓળખે છે. સંસ્કારી ઘરોમાં મને હંમેશાં આમંત્રણો મળે છે, અને જ્યાં રૂચે ત્યાં હું જાઉં છું. "

' મને માફ કરજો ' ઉમાએ એ જ સ્થિતિમાં ઉભા રહી મછુવાના જીવનમાં રસ લેતી હોય એવી ઉત્કંઠાથી પૂછ્યું.

" તમે લગ્નગ્રંથીથી જોડાયાં છો કે હજુ કૌમારાવસ્થામાં છો ? " લગભગ વીસેક વસંત જોયેલી અને મુગ્ધાવસ્થાના સીમાન્તે ઉભેલી આ સ્વરૂપમૂર્તિ વિષે શંકા આશંકા વચ્ચે ઝોલાં ખાતી ઉમાને એ બધું જાણી લેવાની જાણે આજ નવરાશ હતી.

મછુવાએ એ જ પ્રસન્ન મનોભાવ દાખવી કહ્યું ' હું પરણેલી

હતી એક કાળે, ઉમા બ્હેન! પણ એ દિવસો ગયા. યુગનાં વહેણ ઓસરી ગયાં. મારા હૃદયદેવના મૃત્યુ પછી હું આ જીવન ગાળું છું.

"અને તમે શો ધંધો કરો છો? ઉમાએ તેની આંખોમાં વધુ ઊંડા ઉતરતાં પૂછયું, પણ મછુવા તેનો ઉત્તર આપી શકી નહિ. તેના મુખારવિંદ ઉપર લજ્જાની એક આછી લહરી આવીને ચાલી ગઇ. એના હોઠમાં જરા સખ્તાઇ આવી. એ કહી શકી નહિ કે આ અફાટ જલધી જેવા સંસારમાં એ શું ધંધો ચલાવી રહી હતી. ઉમા તેની ચળકતી અશ્રુભીની આંખો વાટે ઠેઠ તેના હૃદયદ્વારે પહોંચી ગઇ. એ બધું પામી ગઇ.

એવામાં મહેશ ચક્રવર્તી જે બહાર કંઇક કામ પ્રસંગે ગયો હતો એણે ઘરમાં પ્રવેશ કર્યો. ઉમાના મનમાં ગોઠવાયલી અનેક પ્રશ્નાવલીઓ સાગરની ઊર્મિમાલા જેમ ઉછળીને શાંત પડી ગઇ. એને ઘણું ઘણું પૂછવું હતું. એને પૂછવું હતું કે મહેશ ચક્રવર્તીની રાહ જોઇ શા માટે તે આ ઘરમાં સંધ્યા સમય સુધી બેસી રહી હતી? શું મહેશ સાથે એને કોઈ જૂની પીછાન હતી?

મહેશે ચકોરની દ્રષ્ટિથી વાતાવરણ અને પરિસ્થિતીની કલ્પના કરી નાખી. મછુવાને આમંત્રણ આપી અહીં બોલાવવામાં એણે ડહાપણભરેલું પગલું નહોતું જ લીધું, છતાં હીંમત પકડી મોઢા ઉપર પ્રસન્ન ભાવની રેખાઓ દોરી એણે કહ્યું:

"ઉમા! તારા જન્મ દિવસ માટે મેં એક યોજના ઘડી રાખી છે."

"કોઇ ઝવેરીને ત્યાં જઇ મારા માટે એકાદ હીરાનો હાર લાવી ભેટ આપવાની?" ઉછળતા ઉલ્લાસથી અનુમાન બાંધતાં ઉમા બોલી.

" હો હો ! તારી અનુમાન બાંધવાની તર્કશક્તિ આગળ કોઇ માનસશાસ્ત્રી પણ પાછો પડે." મહેશ બાબુએ એની કાયમી મધુર વાણીમાં કહ્યું."

"એ તો તને ભેટ મળશે જ ઉમા ! પણ આ તો એક નવી જ યોજના છે.

તેં નવો ટાપુ જોયો છે ? અહીંયાના શહેરીઓ એને 'નીલકંઠનો ટાપુ' કહે છે, કારણ એને કંઠિ હરિત કુંજો પથરાયેલી છે. મારે એ તને બતાવવો છે."

ઉમા પ્રવાસ કરવાની ઘણી શોખીન હતી. બચપણમાં એવા એક પણ જલપ્રવાસે એ ગઇ નહોતી, એથી એની ઉત્કંઠા તીવ્ર બની. સ્વામીને કોઇ પણ દિવસ એવા એકાદ પ્રવાસની વ્યવસ્થા કરવાનું કહેવાની એનામાં હિંમત નહોતી, પણ આ તો ખુદ મહેશ બાબુ તેના જન્મ દિવસે 'નીલકંઠના ટાપુ'નાં દર્શને તેને લઇ જવા તૈયાર થયા હતા. એનાથી ના ન પાડી શકાઇ.

* * *

સુંદર વસ્ત્રાલંકારોથી એણે પોતાની સુકુમાર દેહલતાને અલંકૃત કરી લીધી અને જ્યારે એણે ખંડની સામે જ પડેલી મોટી આરસીમાં પોતાનું પ્રતિબિમ્બ જોયું ત્યારે એ હર્ષઘેલી બની સ્વયં ચિત્કારી ઉઠી, 'ઓ ઉમા ! કયા હૃદયદેવને ચળાવવા તેં આ આનંદના પરિવેશ સજ્યા છે ?'

જ્યારે તેઓ ગૃહની બહાર નીકળ્યા ત્યારે મછુવા પણ સાથે હતી. મહેશબાબુ એની સાથે કોઇ ને કોઇ પ્રસંગ શોધી વાત ચીતમાં તેના ભયગ્રસ્ત ચિત્તને રોકી રહ્યા હતા. એમની નવોઢા પત્નીને આ જરા પણ ન ગમ્યું. મહેશબાબુ સાથે કોઇ પણ

પરાઇ સ્ત્રી હસી હસીને વાતો કરે, ઘણી વેળા માર્દવતા ભરેલી આંખો નચાવી તેને આકર્ષવા પ્રયત્ન કરે. એ ઉમાથી જરા પણ સહન ન થયું. ભલે એ તેની કોઇ જૂની ઓળખાણ ધરાવતી હોય, છતાં એ તેની પત્ની તો ન્હોતી ને? છતાં શા માટે એ મહેશબાબુનું સૌખ્ય સાધવા, જાણે એ કોઇ તેની ચિરપરિચીત હોય એવી ઢબ અને વર્તણુકથી તેની સાથે વાતોનો પ્રસંગ શોધવા એ બીજાના હકકો પર આક્રમણ કરી રહી હતી? ઉમા અદેખાઇથી બળી ગઈ. તેના અંતરમાં વેર લેવાની વૃત્તિ જાગ્રત થઇ આમ ચક્ષુ સામે આ અછાજતું પ્રણયસંવનન નીરખીને છવતા સળગી ઉઠવું એ કરતાં તેનો ટોટો પીસી તેને સ્વધામ પહોંચાડી પછી પુલકીત વદને ફાંસીને માંચડે લટકી જવામાં એ જીવનનું સાર્થક માનવા લાગી; પણ એ કંઇ જ કરી શકી નહિ. એ માત્ર એક નિર્બળ સ્ત્રી હતી. ગામડાની અજ્ઞાન ગોરી. સંસ્કાર કે વૈરવૃત્તિ વિહોણી! છલકપટ અને પ્રતિભાશૂન્ય!

તેઓએ એક હોડી ભાડે કરી. માછીમાર પાસેથી તેમણે ત્રણચાર કલાક માટે એ ખરીદી લીધી અને મછુવાએ તેનું સુકાન હાથમાં લીધું. મહેશબાબુએ હલેસાં લીધાં.

જ્યારે સંધ્યારાણીએ તેના કુંકુંમભીના પદામ્બુજો સાગરના ઉછળતા જલમાં ઝબોળી દીધા અને ક્ષીતિજમાં રાત્રીદેવી અસંખ્ય દીપમાલાઓ લઇને આકાશના મંડપમાં એ મૂકવા આવી પહોંચી ત્યારે મછુવાની હોડીએ શાંત ધીરી ગતિએ સાગરજલમાં તેનો ટુંકો પ્રવાસ શરૂ કરી દીધો હતો.

આ ત્રણે વ્યક્તિઓમાંથી કોઇ પણ એક શબ્દોચ્ચાર કરતું નહોતું. ઉમા વેરની જ્વાલાથી સળગતી, ધગધગતો ચુપચૂપ હોડીના એક ખુણામાં દટાઇને પડી હતી. મહેશ બાબુ હળવે હળવે હલેસાં મારી જલોર્મિઓનો વેગ વધારતા હતા. મછુવા સુકાનને

'નીલકંઠના ટાપુ' તરફ દોરી રહી હતી.

આકાશમાં શ્વેત વાદળીઓ એક ઉપર એક એમ ખડકાઇને પડી હતી. નીચે સમુદ્રનું ઉછળતું નીલરંગી પાણી! અને તેમાં પડતું શશિકલાનું સમોજ્જવલ પ્રતિબિમ્બ! ઓહ! આ બધું ઉમાને લાગણી અને ઊર્મિથી છલોછલ ભરી દેવા બસ હતું. એ હર્ષથી ચિત્કારી ઉઠી અને એણે એક મધુર ગીત શરૂ કર્યું. સાગરની ઉછળતી વીચીમાલા સાથે એનું ગીત તાલ લેતું હતું. અને અનેક ધ્વનિ ઉડી ઉડી સમીરલહરીની પાંખમાં ભરાઇ શશિકલાને એ ગીતની ભાવના પહોંચાડતા હતા. એ ગીત ઉમાને પ્રિય હતું. બચપણમાં એની વૃધ્ધ માતાએ એને એ કંઠસ્થ કરાવ્યું હતું. એણે કોઇ પણ દિવસ, આ લગ્નગ્રંથીથી જોડાયા પછી મુક્તકંઠે સ્વૈરઆનંદે, એ ગાયું નહોતું. આજ એ બધું લલકારવા પૂરતો અવકાશ હતો, કારણ આજ તેના જન્મ દિવસની સંધ્યા હતી. એ ગીતમાં એણે વસંતની પ્રફુલ્લતા રેડી દીધી અને પ્રેમ અને શ્રધ્ધાની સૌરભ સીંચી દીધી, અને કોઇ દિવ્ય ભાવનાની મંગલાર્તી જેવો એ રણકાર સમુદ્રના પાણીને સ્પર્શતો અપાર જલથી જલના ઉંડાણે ચાલ્યો ગયો. પછી એણે બીજું ગીત ઉપાડયું. મધુવા અને મહેશ બાણુ એકાગ્ર ચિત્તે એ બધું સાંભળી રહ્યા હતા.

એ ગીતમાં એણે સાધનાના પ્રાણને જીવનની કોઇ પવિત્ર સિધ્ધિ અર્થે તરતો મૂક્યો, પણ એની સાધના અફળ ગઇ, એની શ્રધ્ધા ડૂબી ગઇ, એટલે એણે માનવજાતની સ્વાર્થબુધ્ધિ અને કટુ પ્રણયભાવનાને તિરસ્કારી કાઢી. એણે વૈરની પ્રચંડ જ્વાલા સળગાવી જગતના ખૂણેખૂણે, જ્યાં અંધશ્રધ્ધાથી મૂર્તિપૂજા થતી હોય તે મૂર્તિઓને ભસ્મિભૂત કરી નાખવા એ મશાલો ધરી દીધી.

ગીતો ગાઇ ગાઇને જાણે એ કૃશપ્રાણ બની ગઇ હોય એવું

ઉમાને લાગ્યું. જાણે એના ચેતનને થાક ચડતો હોય, જીવનનું બળ ઓસરતું જતું હોય એવું તેને લાગવા માંડયું.

" ઓહ ! ઓહ ! ઓહ ! " હોડીમાં ઉભા થઇ એણે કહ્યું " કીસ્તી પાછી વાળો, કીસ્તી પાછી વાળો, આપણે ખરાબામાં જઇ રહયા છીએ. મારા જીવનને થાક ચડે છે."

સામેથી મછુવાનો કલકલ હાસ્યથી ગુંજતો અવાજ સંભળાયો. ' હવે કીસ્તી પાછી નહિ વળે ઉમા ! તારા જીવનના સુંદર પ્રભાતનાં હમણાં તને દર્શન થશે. જે ટાપુએ આપણ જઇ રહયા છીએ એ નજીક આવ્યો છે. "

" આંખો ચોળી ચોળીને સાફ કરી ઉમા બોલી ' કયાં છે એ ટાપુ ? હું તો કંઇ યે જોઇ શકતી નથી. ' અને આછા ધૂમ્મસથી પથરાયેલા ઘેરા સમુદ્રજલ ઉપર એણે દ્રષ્ટિ દોડાવી.

' હું એ બરાબર નીરખી શકું છું ઉમા ! ' મછુવા સુકાન ઉપરથી ' ઉભી થતાં બોલી. એ નીલકંઠનો ટાપુ છે, તેમાં નવપલ્લવિત વૃક્ષો ઝુકી રહયાં છે. સુંદર મેઘધનુની રંગોળી જેવાં પુષ્પો છોડ ઉપર હસી રહયાં છે. મધુકરો ગુંજી રહયા છે, પંખીઓ મધુર ગીતો આલાપી રહયા છે. ઓ ઉમા ! ઓ ઉમાં ! ત્યાં સર્વત્ર શાંતિ છે, જીવનને ગમી જાય એવી સ્વપ્નમય. અને ત્યાં ભગવાન માતરિશ્વ દિવસ અને રાત કોઇ દિવ્યસંગીત રેડે છે.

' કયાં છે, કયાં છે એ, ભાવનાસૃષ્ટિ ? જીવનને ગમી જાય એવી; ત્યાં મારો બધો યે થાક ઉતારીને ફરી વાર હું નવચેતન પામુ, મધુર સ્વપ્નો ગુંથી અનેક નવકલ્પિત પ્રણયકિલ્લાઓ બાંધું. ઓ મછુવા ! કયાં છે એ ટાપુ ?

મછુવાએ એક જ સપાટે દોડીને ઉમાને કમ્મરમાંથી પકડી લીધી અને કોઇ નવપુષ્પિત છોડ ઉપરથી ફુલને તોડીને ફેંકી

દે એવી ત્વરાથી ઉમાને હોડીમાંથી નીચે અફાટ સમુદ્રજલમાં ફેંકી દીધી અને મોટેથી અટ્ટહાસ્ય કરી એ બોલી ' ઉમા। તારા નીલકંઠના ટાપુમાંથી છીપ અને મોતીઓ એકઠાં કરી તેના મનોરમ પ્રણયકિલ્લાઓ બાંધજે. જા, સમુદ્રદેવના એ સાગર મહેલમાં તારા જીવનને અખૂટ શાંતિ અને પ્રેરણા સાંપડશે. "

" ઓ મછુવા ! ઓ મછુવા ! ઓ મછુવા ! ! " સાગરના ઉંડા જલમાં પ્રવેશતી ગામડાની એ અજ્ઞાત ગોરીએ તેને ઉપાલંભો અને આપોથી સળગાવી દેવા એક પ્રયત્ન કરી જોયો; પણ હવે એ બધું નકામું હતું. એ નીલકંઠનો ટાપુ જોવા ઉંડે ઉંડે ઉતરતી જતી હતી. છેવટમાં એ અદ્રશ્ય થઈ અને સાગરના પાણી ઉપર તેની નિર્દોષ જીવનભાવનાનાં થોડાંક વર્તુલો ફરી વળ્યાં.

*　　*　　*

મહેશ બાબુ તેમનો જૂનો બંગલો ખાલી કરી બીજે રહેવા ચાલ્યા ગયા હતા. એ ખાલી કરવાનું કારણ પાડોશીઓને સમજાવતા ગયા હતા. એણે મધ્યરાત્રે કોઇના અવાજ પોતાના ખંડની આસપાસ સાંભળ્યા હતા. કોઇ તેના ઓરડાના દ્વાર અખંડ શાંતિમાં ખખડાવતું હતું અને અતી આર્ત સ્વરે પોકારતું હતું, " મછુવા ! ઓ મછુવા ! "

કોઇ પણ પાડોશીને માહીતી ન મળી કે તેની પહેલાંની પત્ની ઉમાનું શું થયું. તેના જન્મોદવસની રાત્રે તેને ઉલ્લાસના ઉદધિમાં ઉછળતી એમણે જોઇ હતી અને પછીથી એનું પ્રેમાળ ગરવું મુખારવિંદ એમની દ્રષ્ટિએ કદી યે ચડયું નહોતું. મહેશ બાબુ કહેતા હતા કે એ એનાથી, રીસાઇને તેને પિયર ચાલી ગઇ છે; પણ એ વાતનો સ્ફોટ કોઇ લાવી શક્યું નહિ અને આ નવા બંગલામાં કોઇ નવી સ્ત્રીને વિહરતી

માણસોએ જોઇ. મહેશ બાબુને પૂછતાં એમણે જણાવ્યું કે એ તેની નવી પત્ની મહુવા હતી.

કોઇ રાજરાજેશ્વરી જેમ મહુવા આ નવા ગૃહરાજ્યમાં મહાલતી હતી. એ હંમેશાં ઉંચામાં ઉંચાં વસ્ત્રોથી તેના શરીરને ઢાંકવા પ્રયત્ન કરતી હતી, મુખ્યત્વે Crepe de Chine એ એનું અતિ મનપસંદ કપડું હતું. એ ગુલાબી રંગનું ગવન પહેરતી હતી અને ઉંચા ચકચકતા એડીવાળા લેડીશુઝ પહેરતી હતી. વર્તમાનયુગની સંસ્કારી સ્ત્રીનાં બધાં લક્ષણો તેનામાં હતાં. મહેશ બાબુ સાથે મોટરમાં બેસી એ કલકત્તાના લાંબા રસ્તાઓમાં ફરવા નીકળી પડતી અને અનેક નવી વસ્તુનાં પારસલો હંમેશા ખેંચી લાવતી. ઘરના નોકરચાકર આ નવી શેઠાણીના તુમાખી અને ક્રોધી સ્વભાવને પામી ગયા હતા, એટલે હંમેશા તેને પ્રસન્ન રાખવા અને એ જેટલું કહે એટલું જ કરવા તેઓ ખડે પગે તૈયાર હતા.

મહેશબાબુની એ અત્યંત પ્રિયપાત્રી બની ચૂકી હતી. એના ઉપર આ મહુવાએ એવી જાદુની ભુરકીનો છંટકાવ કર્યો હતો કે એ જેમ નચાવે તેમ નાચતો હતો. બાઇ સાહેબનો હુકમ છૂટતો કે આજને આજ પેલી બનારસની ઉંચી કારીગરીની સાડી આવવી જ જોઇએ અને મહેશબાબુ, એનું ગમે એટલું મૂલ્ય આપવું પડે છતાં એની તહેનાતમાં હાજર કરી દેતા. વળી બાઇસાહેબનો બીજો હુકમ છૂટતો અને ત્રીજો અને દરરોજ નવાં નવાં પારસલો, કલકત્તાના મોટા ઝવેરી પાસેથી કીંમતી હીરાના એરીંગો, ચંદ્રહાર, મોતીની માળાઓ, પાણીદાર હીરાની પાંચસો રૂપીઆની કિંમતની નાકની નથ અને સુંદર કારીગરી અને મીનાથી મહુવાનું નામ કોતરાવેલા આરસીકંકણ ! ઓહ ! મહુવાએ પાણીના રેલાની જેમ લક્ષ્મી વાપરવા માંડી હતી અને મહેશ

બાબુનું એકનું તળીયું સાફ થવા માંડ્યું હતું.

***

લગભગ એક વર્ષ આમ વૈભવ અને વિલાસની સ્વચ્છંદતામાં મઘુવાએ કાઢ્યું. મહેશ બાબુનાં હૃદય તેમજ ઘર બન્નેમાંથી એણે પહેલાંની પત્ની ઉમાનું સ્મરણ ભૂંસી નાખવા ખૂબ મહેનત લીધી હતી. એણે ઉમાની બધી છબીઓ ફોડી નાખી હતી, એના જૂના વસ્ત્રોમાં આગ લગાવી તેની રાખ કરી નાખી હતી; એના અલંકારો વેચી નાખ્યા હતા, ઘરની કોઈ પણ વસ્તુમાં એ ઉમાનું નામ જોતી ત્યારે એના હ્રદયમાં એક પ્રકારના કંપનો આવિર્ભાવ થતો અને બનતી ત્વરાએ એ વસ્તુનો નાશ કરવાની પેરવી કરતી.

પૂજાના દિવસો નજીક આવતા જતા હતા. અને એ માટે કેટલી યે તૈયારીઓમાં કલકત્તાના નરનારીઓ પડયાં હતાં. ભાત ભાતની સામગ્રીઓથી, સજાવટથી, ઉમદા વસ્ત્રોની ખરીદીથી, આ પ્રસંગને ભવ્ય બનાવવા તેઓ બધી કાળજી લઇ રહ્યા હતા.

મઘુવાને એ પ્રસંગે નીલકંઠના ટાપુમાં જઇ ત્યાં સત્રાન્તી ઉત્સવ ઉજવવાની મહેચ્છા હતી. મહેશબાબુ સંપૂર્ણપણે એના મત-ને આધીન હતા. કારણ એ જ બેટ ઉપર મઘુવાને કેટલી યે વાર છૂપી રીતે એ મળવા ગયા હતા. કેટલી પ્રણયગોષ્ટીઓ, અમૃતનાં રસચુંબનો, અને મધુર સ્મરણોથી એ બેટની વનશ્રી ની દરેક પગદંડી મધમધી ઉઠતી હતી.

આખરે એ દિવસ આવી પહોંચ્યો અને મઘુવાએ બંગલા ને તાળું મારી એની કુંચીઓનો જુમખો પોતાની કસકસતી ચોળીમાં મૂકી દીધો. એણે જોઇતી સર્વ સામગ્રી લઇ લીધી

હતી, બધી જ સજાવટ કરી લીધી હતી.

ઉમદા મેઘધનુના રંગ જેવાં વસ્ત્રોથી એની દેહલતા શોભી ઉઠતી હતી. જાણે વિસ્મૃત માતા મેનકાને મળવા પ્રકૃતિની બાળકી શકુન્તલા તેના પિયેર જઇ રહી હોય એવી ભાવના તેના મુખારવિંદ ઉપર પથરાયેલી હતી.

એના અંતરનો આનંદ ઉછળી ઉછળીને આકાશના ક્ષિતિજને પહોંચવા પ્રયત્ન કરતો હતો. એના હૃદયસાગરની ઊર્મિઓમાં કોઇ અવનવું તોફાન જાગ્રત થયું હતું. જાણે સદેહે કવિતા દેવીએ તેના પુનિતદેહમાં પ્રવેશ કર્યો હોય, એવા ચેતન અને ઉલ્લાસની મધુરી મૂર્તિ જેવી એ લાગતી હતી અને એના સૌંદર્યની છટા અજબ જેવી હતી. એને એ સ્થિતિમાં કોઇ જોઇ જાય તો અજંટાની ભવ્ય ગુફાઓની કાઇ કલામુર્તિ જાણે કલકત્તાની આ ઉજળી ફરસબંધી ઉપર કલા, અને સૌષ્ઠવનાં જાદુ વેરતી ચાલી જતી હોય એવું અનુમાન જરૂર બાંધે.

એક હોડી તેમણે અગાઉથી ભાડે રાખી લીધી હતી. તેમાં મહેશ બાબુના પડખામાં ભરાઇને એ બેસી ગઇ. મહેશબાબુનો કઠણ હાથ તેના સુંવાળા ગાત્રો ઉપર ફરવા લાગ્યો, અને લજ્જામણીના છોડ જેમ મઝુવાની શરીરલતા સંકોચાવા લાગી અને જેમ જેમ તેઓ આગળ ને આગળ સાગરની વીચીમાલા પેઠે વસડાવા લાગ્યા, અને જલવીજલના કલકલ ધ્વનિમાં અનંતનું સંગીત ફુળવા લાગ્યું તેમ તેમ મઝુવા અતી રસિક અને ભાવનાપ્રધાન બનતી ગઇ. સ્વામીના ખોળામાં માથું નાખી એ કોઇ મનોરમ સ્વપ્નની મૂર્છનામાં પડી ગઇ.

જાણે આકાશની ક્ષિતિજ સુંદરી તેના અતી કોમળ, સુરીલા રાગે અનંતનું કોઇ સંગીત ગાઇ રહી હતી, દિશાઓ એની રસછોળમાં ડોલતી હતી અને કીરતી આગળ ને આગળ માર્ગ

કરી રહી હતી.

મછુવાએ પોતાના બન્ને હાથની હથેલીઓ તેના કેમળ મુખારવિંદ ઉપર દાબી દીધી. જાણે કોઇના સૂરીલા, મંજુલ ગીતને એ એક ધ્યાને સાંભળી રહી હતી. તેમાં પહેલાં પ્રણય ભાવનાનો મધુર પમરાટ હતો, પ્રેમોર્મિઓનો ઉછળતો વેગ હતો અને પછી એ સ્વર બદલાઇ ગયો. ગીતની ભાવનામાં પરિવર્તન આવ્યું. હવે તેમાં પુરૂષ જાતની કટુ, બેવફાઇભરેલી સ્વાર્થી બુધ્ધિનો ધ્વનિ હતો. એમાં માનવજાતી પ્રત્યે ભયંકર તિરસ્કાર ભરેલો હતો, અને જે પ્રણયને તેઓ સત્ય, અને કલંકહીન, આવેગપૂર્ણ, અને અમર્યાદિત કહેતા હતા, તેને આ ગીતની ભાવનામાં નર્યું જૂઠાણું, દંભ અને વાસનાની અતૃપ્ત વૃત્તિઓને સંતોષવાનું ક્ષુલ્લક નામ માત્ર આપ્યું હતું.

મછુવા એ ગીતધ્વનિને સાંભળી બેઠી થઇ ગઇ. એનું માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું. એના હૃદયમાં અશાંતિ અને બેચેની જણાવા લાગ્યાં.

આજ પ્રકારની ભાવના અને કરૂણધ્વનિથી સંયોજીત થયેલું એક ગીત એણે સાંભળ્યું હતું – કયારે ?

એ મહેશબાબુના ખોળામાંથી ઉઠીને બીજે બેઠી. એનો સ્વામી દિવસના શ્રમથી થાકીને કોઇ સ્વપ્નઘેરી નિદ્રાની પાંખમાં લપેટાઇ ગયો હતો

એણે પોતાના ચિત્તમાં પરોવાયેલી સ્મરણમાલાનાં મણકા એક પછી એક ગોઠવવા માંડયા. એણે મગજને કસી જોયું. બરાબર એક વર્ષ પહેલાંના રોમાંચક, દુઃખદ ભૂતકાળમાં એ ખેંચાઇ ગઇ. એને ઉમા યાદ આવી. યૌવનના નિર્દોષ સ્વપ્ન જેવી ! ઉષાના પ્રથમ ઉઘાડ જેવી ! ઓહ ! કેવું મંદમંદ સરિતાની ઊર્મિ જેવું હાસ્ય એના શબ્દેશબ્દે ઝરતું હતું ?

અને આજ એ ઉમા ક્યાં હતી? તેના બેવફા પ્રણયીના સાકરના ચોસલા જેવા શબ્દો ઉપર તેની મુગ્ધ જીવનભાવનાને આશાના અમૃતથી સીંચતી, શ્રદ્ધાના દીપકથી અજવાળતી, કોઇ સુંદર સ્વપ્નવાટીકામાં વિહાર કરતી, એ સ્વપ્નમૂર્તિ બાલા આજ ક્યાં હતી? અને એણે જ પુરૂષજાતીના દંભ અને કપટ, સ્વાર્થ અને લોલુપતાથી રચેલી મોહક સૃષ્ટિના એ ગીતો ગાયાં હતાં.

બરાબર એક વર્ષ પહેલાં આવી જ એક ઉજ્જવલ પૂર્ણિમાએ સાગરની ગર્જતી છાતી ઉપર બેસી એણે હૃદયની વ્યથાના અને વિલાપના સ્વર છેડ્યા હતા.

મછુવા એ સ્મરણે સર્વાંગે ધ્રુજી ઉઠી. ઉમાને એણે જ મારી નાખી હતી એ નર્યું સત્ય હતું. એણે જ તેને કમ્મરમાંથી ઉંચકી સાગરના ઉંડાણે રહેલા અદ્રશ્ય નીલકંઠના ટાપુમાં મોતી અને છીપો સંગાથે એના કરૂણ જીવનની ગાથા ગુંથવા મોકલી દીધી હતી.

એણે સમુદ્રના અફાટ વિસ્તરેલા નીલ જલ ઉપર દ્રષ્ટિ દોડાવી. ધુમ્મસની એક આછી ઘટા ક્ષિતિજ અને સમુદ્ર વચ્ચે ડોલતી હતી. થોડી વારે ધુમ્મસ જલકણીઓ જેમ વેરાઇ જાય એમ વેરાઇ ગયું, અને એણે કોઇનું અશ્રુથી ખરડાયેલું, કોઇ કરૂણ ગીતના છેલ્લા સ્વર જેવું મુખારવિંદ જોયું. જલની સપાટી ઉપર એ ઉછળતું હતું. એ ઉમા હતી!

મછુવાએ તીક્ષ્ણ દ્રષ્ટિ કરી એ જોવા ચિત્તના બધા જ્ઞાનતંતુઓને કાર્યમગ્ન કરી દીધા. એ ઉમા હતી. એ કરૂણતાભર, અશ્રુભીના સ્વરે કહી રહી હતી " મછુવા! ઓ મછુવા! ઓ મછુવા!"

* * *

જાણે એ તેનું મસ્તક નમાવી મછુવાને આમંત્રી રહી હતી. એને નીલકંઠનો પેલો અદ્રશ્ય ટાપુ મછુવાને બતાવવો હતો અને તેમાં રહેલી અપાર સમૃધ્ધિ, સાચાં મોતી અને છીપલાઓની માલા તેના સુભગ કંઠમાં આરોપી તેને સામ્રાજ્ઞીપદે સ્થાપવી હતી.

ફરી વાર એ જ ધ્વનિ આવ્યો, "મછુવા ! ઓ મછુવા ! ઓ મછુવા !"

મછુવા બેબાકળી બની ગઇ. સ્વપ્નાવસ્થામાં પડેલા મહેશ બાબુનો હાથ ઝાલી એણે જોરથી હલાવ્યો. સ્વામી ! તમે એ સાંભળ્યું ?

'શું ?' આંખો ચોળતો એનો સ્વામી બોલ્યો.

'મને કોઇ બોલાવી રહ્યું છે. અતી કરૂણ સ્વરે મને આમંત્રી રહ્યું છે' ઉછળતી છાતીને દાબી રાખી મછુવા બોલી.

'મિથ્યા ભ્રમણા ! મછુવા ! કોઇ પંખી એની અધુરી નિદ્રામાંથી જાગી ચિત્કારી ઉઠયું હશે.' મહેશ બાબુએ કોટના ખીસામાંથી 'હેવેના' સીગારેટનું પાકીટ કાઢી તેમાંથી એક સળગાવીને કહ્યું.

'ના, ના, હું એનો સ્વર સાંભળી શકું છું. મૃત્યુના છેલ્લા પડઘા જેવો એમાં ધ્વનિ છે, અકાળે મૃત્યુ પામેલા કોઈ અભાગી આત્માનું બેફાટ રૂદન હું એમાં સાંભળું છું.

ઓ સ્વામી ! હોડી પાછી વાળો, હોડી પાછી વાળો ! પૂજાનો મહોત્સવ આવતે વર્ષે ઉજવીશું." આંખોમાં મોતી જેવાં અશ્રુ ગુંથી મછુવા બોલી.

મહેશ બાબુએ સીગારેટમાંથી ધુંમાડાના ગોટેગોટા કાઢી કહ્યું 'ઓ મછુવા ! હોડી હવે પાછી નહિ વળે. સાગરમાં પાણીની ભરતી ચઢે છે. જો જો, વહેણુ એની દિશા બદલે છે. નીલકંઠનો

અને આજ એ ઉમા ક્યાં હતી? તેના બેવફા પ્રણયીના સાકરના ગાંગડા જેવા શબ્દો ઉપર તેની મુગ્ધ જીવનભાવનાને આશાના અમૃતથી સીંચતી, સ્વપ્નાના દીપકથી અજવાળતી, કોઇ સુંદર સ્વપ્નવાટીકામાં વિહાર કરતી, એ સ્વપ્નમૂર્તિ બાલા આજ ક્યાં હતી? અને એણે જ પુરૂષજાતીના દંભ. અને કપટ, સ્વાર્થ અને લોલુપતાથી રચેલી મોહક સૃષ્ટિના એ ગીતો ગાયાં હતાં.

બરાબર એક વર્ષ પહેલાં આવી જ એક ઉજ્જવલ પૂર્ણિમાએ સાગરની ગર્જતી છાતી ઉપર બેસી એણે હૃદયની વ્યથાના અને વિલાપના સ્વર છેડયા હતા.

મછુવા એ સ્મરણે સર્વાંગે ધ્રુજી ઉઠી. ઉમાને એણે જ મારી નાખી હતી એ નર્યું સત્ય હતું. એણે જ તેને કમ્મરમાંથી ઉંચકી સાગરના ઉંડાણે રહેલા અદ્રશ્ય નીલકંઠના ટાપુમાં મોતી અને છીપો સંગાથે એના કરૂણ જીવનની ગાથા ગુંથવા મોકલી દીધી હતી.

એણે સમુદ્રના અફાટ વિસ્તરેલા નીલ જલ ઉપર દ્રષ્ટિ દોડાવી. ધુમ્મસની એક આછી ઘટા ક્ષિતિજ અને સમુદ્ર વચ્ચે ડોલતી હતી. થોડી વારે ધુમ્મસ જલકણીઓ જેમ વેરાઇ જાય એમ વેરાઇ ગયું, અને એણે કોઇનું અશ્રુથી ખરડાયેલું, કોઇ કરૂણ ગીતના છેલ્લા સ્વર જેવું મુખારવિંદ જોયું. જલની સપાટી ઉપર એ ઉછળતું હતું. એ ઉમા હતી!

:મછુવાએ તીક્ષ્ણ દ્રષ્ટિ કરી એ જોવા ચિત્તના બધા જ્ઞાન-તંતુઓને કાર્યપ્રવૃત્ત કરી દીધા. એ ઉમા હતી. એ કરૂણતાભર, અશ્રુભીના સ્વરે કહી રહી હતી “ મછુવા! ઓ મછુવા! ઓ મછુવા!”

* * *

જાણે એ તેનું મસ્તક નમાવી મછુવાને આમંત્રી રહી હતી. એને નીલકંઠનો પેલો અદ્રશ્ય ટાપુ મછુવાને બતાવવો હતો અને તેમાં રહેલી અપાર સમૃધ્ધિ, સાચાં મોતી અને છીપલાઓની માલા તેના સુભગ કંઠમાં આરોપી તેને સામ્રાજ્ઞીપદે સ્થાપવી હતી.

ફરી વાર એ જ ધ્વનિ આવ્યો, "મછુવા ! ઓ મછુવા ! ઓ મછુવા ! "

મછુવા બેબાકળી બની ગઇ. સ્વપ્નાવસ્થામાં પડેલા મહેશ બાબુનો હાથ ઝાલી એણે જોરથી હલાવ્યો. સ્વામી ! તમે એ સાંભળ્યું ?

'શું ?' આંખો ચોળતો એનો સ્વામી બોલ્યો.

'મને કોઇ બોલાવી રહ્યું છે. અતી કરૂણ સ્વરે મને આમંત્રી રહ્યું છે' ઉછળતી છાતીને દાબી રાખી મછુવા બોલી.

'મિથ્યા ભ્રમણા ! મછુવા ! કોઇ પંખી એની અધુરી નિદ્રામાંથી જાગી ચિત્કારી ઉઠયું હશે.' મહેશ બાબુએ કોટના ખીસામાંથી 'હેવેના' સીગારેટનું પાકીટ કાઢી તેમાંથી એક સળગાવીને કહ્યું.

'ના, ના, હું એનો સ્વર સાંભળી શકું છું. મૃત્યુના છેલ્લા પડઘા જેવો એમાં ધ્વનિ છે, અકાળે મૃત્યુ પામેલા કોઈ અભાગી આત્માનું બેફાટ રૂદન હું એમાં સાંભળું છું.

ઓ સ્વામી ! હોડી પાછી વાળો, હોડી પાછી વાળો ! પૂજાનો મહોત્સવ આવતે વર્ષે ઉજવીશું." આંખોમાં મોતી જેવાં અશ્રુ ગુંથી મછુવા બોલી.

મહેશ બાબુએ સીગારેટમાંથી ધુંમાડાના ગોટેગોટા કાઢી કહ્યું 'ઓ મછુવા ! હોડી હવે પાછી નહિ વળે. સાગરમાં પાણીની ભરતી ચઢે છે. જો જો, વહેણ એની દિશા બદલે છે. નીલકંઠનો

ટાપુ હવે બહુ દૂર નથી.'

'મારે એ નીલકંઠનો ટાપુ નથી જોવો. ઓ સ્વામી! એની હરિત કુંજોમાં ભલે આગ લાગતી, એનાં પુષ્પો ભલે પથ્થરના ઢગલા બની જતા, એનાં પંખીઓ ભલે સ્ફટીકના પ્રતિકો જેમ જડાઇ જતા. મારે એ જોવો નથી. એના સૌંદર્યની સુધા પીવી નથી.' એકાટ રૂદનથી દિશાઓ રોવડાવતી મછુવા બોલી.

પણ હવે બધું વ્યર્થ હતું. પાણીની ભરતી ચઢતી જતી હતી. સાગર એના ભીષણ રૌદ્રગાને પ્રલયનાં ગીતો ગાઇ રહયો હતો. ઉછળતાં મોજાઓએ સફેદ દુધ જેવા ફીણના પર્વતો ખડકવા માંડયા હતા. હવે બધું વ્યર્થ હતું.

અચાનક એક સખત વાવાઝોડું સાગરની સપાટી ઉપર ફરી વળ્યું, ભગવાન માતરિશ્વ તેના મહાબાહુ લંબાવી મછુવાની આ ઉછળતી નાનકડી હોડીને કરાલ ભીસમાં દાબી દેવા, કોઇ ઉન્માદી જેમ આગળ ધસતા હતા.

એક પ્રચંડ મોજાંએ આવી મછુવાની એ નાનકડા શ્યામ ટપકાં જેવી હોડીને એક જબ્બર હિંડોળે ચડાવી, અને પછી અધ્ધર ઉછાળીને ફરી વાર સમુદ્રનાં તોફાની જલની સપાટી ઉપર બળપૂર્વક પછાડી દીધી.

મછુવા અને તેનો સ્વામી, બન્ને એકબીજાથી છુટાં પડી ગયાં, અને હોડીના અસંખ્ય, નાના નાના ટુકડા થઇ પાણીમાં ઉડી ગયા. અગાધ જલના ઊંડાણે તેના છેલ્લા મૃત્યુશ્વાસે ઘુંટતી મછુવાએ પુનઃ પેલા શબ્દધ્વાન સાંભળ્યાઃ

'મછુવા! ઓ મછુવા!' અને પછી બધું શાંત પડી ગયું.

# પુનર્મિલન

વૃધ્ધા રામીએ જ્યારે જાણ્યું કે કૃપાલ કમીલા સાથે લગ્નગ્રંથથી જોડાવાનો છે, ત્યારે એના હૃદયમાં પારાવાર દુઃખ થયું. જાણે વેદનાનો કોઇ મહાન ડુંગર એના વૃધ્ધ, નબળા, મગજ ઉપર ખડકાઇ ગયો.

એ જાણતી હતી કે કમીલા કોણ હતી. આખરે તો હિન્દુ જાતીમાં, એ હલકી કોમ ખૂબ ઉતરતી પંક્તિની ગણાતી હતી; છતાં કમીલા કંઇક સંસ્કારી અને આચારવિચારે ઠીક હતી, પણ એથી શું ? મહેતરકન્યા સાથે ઉચ્ચ કોમનો યુવાન લગ્નગ્રંથી જેવી પવિત્ર ભાવનાથી જોડાય એથી સમાજ અને વ્યક્તિને કેટલું નીચું જોવડાવવા જેવું થાય ?

રામીને એના સ્વજનોનું સ્મરણ થયું. એ બધા કેવા વરૂ જેવાં ડાચાં કાઢીને તેને જડબાંમાં ચાવી જશે, અનેક ઉપાલંભોથી, દલીલોથી, અને તિરસ્કારોથી તેના આ વૃધ્ધ અને મૃત્યુના આરે પહોંચેલા જીવનમાં વિષની પ્યાલી રેડી જશે એ વિચારે એ કમકમી ઉઠી.

કૃપાલને આ શું સુઝયું એ જ એ ન કલ્પી શકી. એ તો સંસ્કારી અને ઉચ્ચ કોટિની ભાવનાઓથી રંગાયેલો હતો.

એણે થોડાં વર્ષ કૉલેજના સંસ્કારી અને ઉચ્ચ આશયી વાતાવરણમાં કાઢયાં હતાં, છતાં કમીલા જેવી એક નાનકડી સુંદર કન્યા પાછળ એ આટલી હદ સુધી શા માટે પાગલ બન્યો હશે ?

વિચારોની શ્રેણીમાં એ ડૂબી ગઇ-આ વૃધ્ધા રામી એની આંખોમાં શ્રાવણના ગંગોદક ઉભરવા લાગ્યાં, કેટલીક વાર એ ઊંડા નિસાસા નાખતી હતી, તો કેટલીક વાર ક્રોધથી કંપી ઉઠતી હતી અને કૃપાલને શિક્ષા કરવા આ સુંદર, મનોરમ ગૃહમાંથી હડસેલી બહારની સડેલી ગંધાયેલી દુનિયાના કોઇ અજાણ્યા રસ્તા ઉપર ફેંકી દેવા વિચાર ગોઠવતી હતી.

ટાપુ હવે બહુ દૂર નથી.'

'મારે એ નીલકંઠનો ટાપુ નથી જોવો. ઓ સ્વામી! એની હરિત કુંજોમાં ભલે આગ લાગતી, એનાં પુષ્પો ભલે પથ્થરના ઢગલા બની જતા, એનાં પંખીઓ ભલે સ્ફટીકના પ્રતિકો જેમ જડાઇ જતા. મારે એ જોવો નથી. એના સૌંદર્યની સુધા પીવી નથી.' એકફાટ રૂદનથી દિશાઓ રોવડાવતી મછુવા બોલી.

પણ હવે બધું વ્યર્થ હતું. પાણીની ભરતી ચઢતી જતી હતી. સાગર એના ભીષણ રૌદ્રગાને પ્રલયનાં ગીતો ગાઇ રહયો હતો. ઉછળતાં મોજાઓએ સફેદ દુધ જેવા ફીણના પર્વતો ખડકવા માંડયા હતા. હવે બધું વ્યર્થ હતું.

અચાનક એક સખત વાવાઝોડું સાગરની સપાટી ઉપર ફરી વળ્યું, ભગવાન માતરિશ્વ તેના મહાબાહુ લંબાવી મછુવાની આ ઉછળતી નાનકડી હોડીને કરાલ ભીસમાં દાબી દેવા, કોઇ ઉન્માદી જેમ આગળ ધસતા હતા.

એક પ્રચંડ મોજાંએ આવી મછુવાની એ નાનકડા શ્યામ ટપકાં જેવી હોડીને એક જબ્બર હિંડોળે ચડાવી, અને પછી અધ્ધર ઉછાળીને ફરી વાર સમુદ્રનાં તોફાની જલની સપાટી ઉપર બળપૂર્વક પછાડી દીધી.

મછુવા અને તેનો સ્વામી, બન્ને એકબીજાથી છુટાં પડી ગયાં, અને હોડીના અસંખ્ય, નાના નાના ટુકડા થઇ પાણીમાં ઉડી ગયા. અગાધ જલના ઊંડાણે તેના છેલ્લા મૃત્યુશ્વાસે ઘુંટતી મછુવાએ પુનઃ પેલા શબ્દધ્વાન સાંભળ્યાઃ

'મછુવા! ઓ મછુવા!' અને પછી બધું શાંત પડી ગયું.

# પુનર્મિલન

વૃધ્ધા રામીએ જ્યારે જાણ્યું કે કૃપાલ કમીલા સાથે લગ્ન ગ્રંથથી જોડાવાનો છે, ત્યારે એના હૃદયમાં પારાવાર દુઃખ થયું. જાણે વેદનાનો કોઇ મહાન ડુંગર એના વૃધ્ધ, નબળા, મગજ ઉપર ખડકાઇ ગયો.

એ જાણતી હતી કે કમીલા કોણ હતી. આખરે તો હિન્દુ જાતીમાં, એ હલકી કોમ ખૂબ ઉતરતી પંક્તિની ગણાતી હતી; છતાં કમીલા કંઇક સંસ્કારી અને આચારવિચારે ઠીક હતી, પણ એથી શું ? મહેતરકન્યા સાથે ઉચ્ચ કોમનો યુવાન લગ્નગ્રંથી જેવી પવિત્ર ભાવનાથી જોડાય એથી સમાજ અને વ્યક્તિને કેટલુ નીચું જોવડાવવા જેવું થાય ?

રામીને એના સ્વજનોનું સ્મરણ થયું. એ બધા કેવા વરૂ જેવાં ડાચાં ફાડીને તેને જડબાંમાં ચાવી જશે, અનેક ઉપાલંભોથી, દલીલોથી, અને તિરસ્કારોથી તેના આ વૃધ્ધ અને મૃત્યુના આરે પહોંચેલા જીવનમાં વિષની પ્યાલી રેડી જશે એ વિચારે એ કમકમી ઉઠી.

કૃપાલને આ શું સૂઝયું એ જ એ ન કલ્પી શકી. એ તો સંસ્કારી અને ઉચ્ચ કોટિની ભાવનાઓથી રંગાયેલો હતો.

એણે થોડાં વર્ષ કૉલેજના સંસ્કારી અને ઉચ્ચ આશયી વાતાવરણમાં કાઢયાં હતાં, છતાં કમીલા જેવી એક નાનકડી સુંદર કન્યા પાછળ એ આટલી હદ સુધી શા માટે પાગલ બન્યો હશે ?

વિચારોની શ્રેણીમાં એ ડૂબી ગઇ-આ વૃધ્ધા રામી. એની આંખોમાં શ્રાવણના ગંગોદક ઉમટવા લાગ્યાં, કેટલીક વાર એ ઊંડા નિસાસા નાખતી હતી, તો કેટલીક વાર ક્રોધથી કંપી ઉઠતી હતી અને કૃપાલને શિક્ષા કરવા આ સુંદર, મનોરમ ગૃહમાંથી હડસેલી બહારની સડેલી ગંધાયેલી દુનિયાના કોઇ અજાણ્યા રસ્તા ઉપર ફેંકી દેવા વિચાર ગોઠવતી હતી.

ટાપુ હવે બહુ દૂર નથી.'

'મારે એ નીલકંઠનો ટાપુ નથી જોવો. ઓ સ્વામી! એની હરિત કુંજોમાં ભલે આગ લાગતી, એનાં પુષ્પો ભલે પથ્થરના ઢગલા બની જતા, એનાં પંખીઓ ભલે સ્ફટીકના પ્રતિકો જેમ જડાઇ જતા. મારે એ જોવો નથી. એના સૌંદર્યની સુધા પીવી નથી.' એક્રાટ રૂદનથી દિશાઓ રોવડાવતી મછુવા બોલી.

પણ હવે બધું વ્યર્થ હતું. પાણીની ભરતી ચઢતી જતી હતી. સાગર એના ભીષણ રૌદ્રગાને પ્રલયનાં ગીતો ગાઇ રહ્યો હતો. ઉછળતાં મોજાઓએ સફેદ દુધ જેવા ફીણના પર્વતો ખડકવા માંડયા હતા. હવે બધું વ્યર્થ હતું.

અચાનક એક સખત વાવાઝોડું સાગરની સપાટી ઉપર ફરી વળ્યું, ભગવાન માતરિશ્વ તેના મહાબાહુ લંબાવી મછુવાની આ ઉછળતી નાનકડી હોડીને કરાલ ભીસમાં દાબી દેવા, કોઇ ઉન્માદી જેમ આગળ ધસતા હતા.

એક પ્રચંડ મોજાંએ આવી મછુવાની એ નાનકડા શ્યામ ટપકાં જેવી હોડીને એક જબ્બર હિંડોળે ચડાવી, અને પછી અધ્ધર ઉછાળીને ફરી વાર સમુદ્રનાં તોફાની જલની સપાટી ઉપર બળપૂર્વક પછાડી દીધી.

મછુવા અને તેનો સ્વામી, બન્ને એકબીજાથી છુટાં પડી ગયાં, અને હોડીના અસંખ્ય, નાના નાના ટુકડા થઇ પાણીમાં ઉડી ગયા. અગાધ જલના ઊંડાણે તેના છેલ્લા મૃત્યુશ્વાસે ઘુંટતી મછુવાએ પુનઃ પેલા શબ્દધ્વાન સાંભળ્યાઃ

'મછુવા! ઓ મછુવા!' અને પછી બધું શાંત પડી ગયું.

# પુનર્મિલન

વૃધ્ધા રામીએ જ્યારે જાણ્યું કે કૃપાલ કમીલા સાથે લગ્ન ગ્રંથથી જોડાવાનો છે, ત્યારે એના હૃદયમાં પારાવાર દુઃખ થયું. જાણે વેદનાનો કોઇ મહાન ડુંગર એના વૃધ્ધ, નબળા, મગજ ઉપર ખડકાઇ ગયો.

એ જાણતી હતી કે કમીલા કોણ હતી. આખરે તો હિન્દુ જાતીમાં, એ હલકી કોમ ખુબ ઉતરતી પંકિતની ગણાતી હતી; છતાં કમીલા કંઇક સંસ્કારી અને આચારવિચારે ઠીક હતી, પણ એથી શું ? મહેતરકન્યા સાથે ઉચ્ચ કોમનો યુવાન લગ્નગ્રંથી જેવી પવિત્ર ભાવનાથી જોડાય એથી સમાજ અને વ્યકિતને કેટલું નીચું જોવડાવવા જેવું થાય ?

રામીને એના સ્વજનોનું સ્મરણ થયું. એ બધા કેવા વરૂ જેવાં ડાચાં કાઢીને તેને જડબાંમાં ચાવી જશે, અનેક ઉપાલંભોથી, દલીલોથી, અને તિરસ્કારોથી તેના આ વૃધ્ધ અને મૃત્યુના આરે પહોંચેલા જીવનમાં વિષની પ્યાલી રેડી જશે એ વિચારે એ કમકમી ઉઠી.

કૃપાલને આ શું સુઝ્યું એ જ એ ન કલ્પી શકી. એ તો સંસ્કારી અને ઉચ્ચ કોટિની ભાવનાઓથી રંગાયેલો હતો.

એણે થોડાં વર્ષ કૉલેજના સંસ્કારી અને ઉચ્ચ આશયી વાતાવરણમા કાઢયા હતાં, છતાં કમીલા જેવી એક નાનકડી સુંદર કન્યા પાછળ એ આટલી હદ સુધી શા માટે પાગલ બન્યો હશે ?

વિચારોની શ્રેણીમાં એ ડૂબી ગઇ-આ વૃધ્ધા રામી એની આંખોમાં શ્રાવણના ગંગોદક ઉભરવા લાગ્યાં, કેટલીક વાર એ ઊંડા નિસાસા નાખતી હતી, તો કેટલીક વાર ક્રોધથી કંપી ઉઠતી હતી અને કૃપાલને શિક્ષા કરવા આ સુંદર, મનોરમ ગૃહમાંથી હડસેલી બહારની સડેલી ગંધાયેલી દુનિયાના કોઇ અજાણ્યા રસ્તા ઉપર ફેંકી દેવા વિચાર ગોઠવતી હતી.

ક્રોધની જ્વાલાથી એ ઉભી થઇ ગઇ. માથા ઉપરથી સરી ગયેલું શેલું બરાબર ગોઠવ્યું અને કૃપાલના ખાનગી ઓરડામાં પ્રવેશી, પણ ત્યાં કોઇ નહોતું. ખાલી ઓરડો વૃદ્ધા રામી તરફ શૂન્ય હૃદય લઇને ઉભો ઉભો હસતો હતો.

'ઓ પ્રભુ ! ઓ પ્રભુ !' કહીને રામીએ તેના બન્ને હાથ માથા ઉપર દાબી દીધા. પછી એણે કૃપાલની ચોપડીઓનું ખાનું ઉઘાડ્યું.

સુંદર રંગબેરંગી પુંઠાથી અલંકૃત બનેલી એક બે નવલકથાઓ, થોડાં છુટ્ટાંછવાયા કાવ્યનાં પાનાંઓ, એક સીગારેટનું કેસ, માચીસ, ઉંચું પારીસનું લવૅન્ડર વિગેરે જોઇને રામી વધુ ચીડાઇ ગઇ. એણે એક હડસેલા સાથે આખું યે ખાનું બહાર ખેંચી કાઢ્યું અને નીચે જમીન ઉપર પછાડી વસ્તુઓના ટુકડા કરી નાખ્યા.

ટેબલની સામે જ કૃપાલનો—તેના પરમ પ્રિય પુત્રનો ફોટો લટકતો હતો, જાણે નરી નિર્મળતા અને વિશુદ્ધિ એની આંખોમાંથી ટપકતાં હતાં, અને એના ઓષ્ટ પર ઉષા જ્યારે પ્રગટે છે એવું ગુલાબી હાસ્ય પથરાયેલું હતું.

'ચોર, લંપટ, કમીલા જેવી વેશ્યા પાછળ પાગલ બનનાર ઓહ ! ઓહ !' એ વિચારોએ રામી સર્વાંગે કંપી ઉઠી. એના મસ્તક ઉપરથી ફરી વાર કાશ્મીરી શેલું નીચે પડી ગયું. પણ એણે પરવાહ ન કરી. ક્રોધાવસ્થામાં કોઇ ઉન્માદિની જેમ એણે ફોટાને ખેંચી જમીન ઉપર પછાડ્યો. એના કાચના ટુકડેટુકડા થઇ ગયા. પછી ફોટાનો કાગળ કાઢી એણે પગથી ખુંદી નાખ્યો, પણ એની ઉછળેલી વૃત્તિ શાંત પડી નહિ. ભયંકર તાંડવથી ગર્જતો એના હૃદયનો મહાસાગર નીચે બેઠો નહિ. એનું ઉર પળે પળે વધુ ને વધુ ધબકતું હતું. બાજુમાં પડેલી એક નેતરની સોટી ઉપાડી એ કૃપાલની વાટ જોતી બેઠી.

સંધ્યાના ગુલાબી ઉત્તરીયનો છેડો આકાશની ભવ્યતામાં સમાઇ ગયો. કુસુમો પોઢી ગયાં. પંખીનો મંજુલ કલરવ બંધ થયો અને શર્વરીનું મૌન ગીત વાતાવરણમાં રેલાઇ ગયું, છતાં કૃપાલ આવ્યો નહિ. એ એની માર્ગદર્શનામાં બેસી રહી. આ રામી–એની વૃધ્ધા માતા, પળે પળે એના પુત્રનું મુખારવિંદ જોવા ઉત્સુક, ઘેલી, આ માતૃવાત્સલ્યભીની એની જનેતા: પણ એ આવ્યો જ નહિ અને વિભાવરીનો શ્યામ અંચલ ધીરે ધીરે પ્રકાશની દોરીથી ખેંચાવા લાગ્યો, પણ એ આવ્યો નહિ.. વૃધ્ધા રામી એક ખુરશીને અઢેલી પડી હતી. એની આંખોમાં નિદ્રાનું ધારણ હતું. એણે કૃપાલને દંડવા ઉપાડેલી સોટી એક બાજુ પડી હતી.

*　　　*　　　*

'અમૃત બજાર પત્રિકા'ની સવારની આવૃત્તિ બહાર પડી ગઇ હતી. અગ્ર લેખમાં તંત્રીશ્રીએ કૃપાલની નિર્બળ મનોવૃત્તિ પર અને એકાએક તેના કમીલા નામની એક વેશ્યા કુમારીકા સાથે નાસી જવા ઉપર સખત પ્રહાર કર્યા હતા. એણે લખ્યું હતું કે જો કૉલેજનું વાતાવરણ વિદ્યાર્થીના માનસ ઉપર આવી ખરાબ અસર કરે, તો આજની કૉલેજો એ માત્ર દંભ અને પ્રતિષ્ઠાનું પ્રતિક કેમ ન હોય ?

રામીની પાડોશમાં જ સુધીન બાબુ રહેતા હતા. એમનું વય લગભગ ત્રીસનું ગણી શકાય. એના ગૌર મુખમંડળ ઉપર સજ્જનની પ્રતિષ્ઠા હતી, અને એ જ્યારે બોલતા ત્યારે અમૃતસીકર ઉડતાં હોય એવો સામાન્ય ભાસ થતો.

સાંજે એ રામી પાસે આવ્યા.

'અહો ! કૃપાલે તમારી બધી પેઢી ઉજાળી છે' વ્યંગમાં હસતાં હસતાં એણે કહ્યું. પછી કોટના ખીસામાંથી 'પીળા હાથી' ની એક સીગારેટ કાઢી તેને સળગાવી અને તેમાંથી ધુંવાડા કાઢતાં

કાઢતાં એમણે સવારનાં છાપાં ઉપર ઊંડી દ્રષ્ટિ એકાગ્ર કરી.

કૃપાલનું નામ સાંભળી, ડોશી જે ઊંડા વિચારમાં એક બાજુ બેઠાં બેઠાં ભાત સાફ કરી રહ્યાં હતા, તે સુધીન બાબુ પાસે આવ્યાં.

'તમે શું કહેતા હતા ? સુધીન બાબુ !' રામીની ઝીણી ફીક્કી આંખો સુધીન બાબુના ગૌર વદનની પ્રતિક્ષા કરી રહી.

'કંઇ નહિ, પેપરો એમ કહે છે કે કૃપાલ કમીલાને લઇ નાસી ગયો છે. આ માટે વધુ જવાબદાર કોઇ હોય તો પહેલાં તમે અને બીજું કૉલેજનું અશુધ્ધ વાતાવરણ.' ગંભીર મુખને એક બાજુએ ફેરવી સુધીન બાબુ સીગારેટ જોરથી ફુંકવા લાગ્યા.

'એ ગમે ત્યાં ગયો હોય, મારે એનું કામ નથી. કૉલેજનું વાતાવરણ એ માટે જવાબદાર હોય કે ન હોય, પણ મેં પુત્ર ગુમાવ્યો એ સત્ય હકીકત છે.' વૃધ્ધા રામીની આંખોમાં એ શબ્દો પૂરા થતાં જ આંસુનાં બેત્રણ બિન્દુ ગુંથાઇ ગયાં. એનું નિર્બળ પોચું હૈયું ભરાઇ આવ્યું.

'ઓ સુધીન બાબુ, સુધીન બાબુ,' કહી ડોશી એના ચરણમાં પડ્યા અને તેની રજ લઇ માથે ચડાવી. 'મને કંઇયે સૂઝતું નથી. મારૂં જીવન હવે પૂરૂં થવા આવ્યું છે અને આ અપાર સમૃધ્ધિ, રાચ-રચીલું, બધું યે વેડફાઇ જવા બેઠું છે. મને કહો, હવે મારે શું કરવું ?'

'સુધીન બાબુથી આ સહન ન થઇ શક્યું. એનું હૈયું લાગણી વિવશ હતું, અને ઊર્મિ ક્યારે એને કરૂણ સંયોગોમાં મૂકી દેશે એ વિચારવું મુશ્કેલ હતું. જતાં જતાં એણે કહ્યું:

'એની માર્ગપ્રતિક્ષા કર્યા કરજો, ડોશી ! એ જરૂર એક વાર તમને પાછો મળશે. મારૂં હૃદય એવું જ કહે છે.' કહી સુધીન બાબુ ચાલ્યા ગયા.

વૃધ્ધ ડોશીએ અશ્રુ લૂછી નાખ્યાં, ગઇ કાલે એના પરમપ્રિય પુત્રનો જે ફોટો એણે પગની પેની નીચે ઘસી નાખ્યો હતો એની શોધ કરી પાછો મેળવ્યો અને લાગણીભીનું હૈયું લઇને એનું સ્મરણ કરવા બેઠાં.

મહીનાઓ પછી સંવત્સર ગયા અને કંઇક રમણીય સંધ્યાઓએ વૃદ્ધા રામીની કલ્પનાસૃષ્ટિમાં નવીન રંગ પૂર્યાં, પણ કૃપાલ પાછો ઘેર આવ્યો નહિ.

ત્રણ વર્ષ પછી બંગાલભરમાં એક નવીન પવન ફુંકાવા લાગ્યો હતો. ક્રાંતિવાદીઓની છૂપી મંત્રણાઓએ દેશભરના પ્રાણમાં કોઇ નૂતન આન્દોલન પ્રગટાવ્યું હતું. બંગાળની યુવાન પ્રજામાં કોઇ અપૂર્વ ચિનગારી પ્રગટી હતી. એમના હૃદય ઉછળી પડયાં હતાં—મૈયા ભારતીની મૂક્તિ અર્થે. 31,203

વડી ધારાસભામાં બંગાળના ભાગલા પાડવાનું બીલ પસાર થવાનું હતું. બંગાળના સંસ્કારી અને અસંસ્કારી પ્રજાજનોએ એનો સામનો કર્યો. બંગાલ એક અને અદ્વિતીય છે, અને તેના ટુકડા કરવા એ સમસ્ત બંગાલના સ્વમાન અને ગૌરવના ટુકડા કરવા બરાબર છે એવી એમની માન્યતા હતી.

ગૃહે ગૃહે મંગલ મૂક્તિગીતો ગવાતાં હતાં. દેશભરનો પ્રાણ કોઇ મહાન સાગરરાજની વીચીમાલા પેઠે ઉછળી પડયો હતો.

બંગાલના કવિઓ અને લેખકોએ સ્વૈર ઊર્મિધારાઓથી એના વાતાવરણને ભવ્ય મૂક્તિગીતોથી ભરડી દીધું હતું. અને કોઇ પણ હોય, આ મૂક્તિયજ્ઞે બલિદાન ચડવા બાલ, યુવાન કે વૃદ્ધ સૌ એકી સાદે, ઉન્મત હૈયાંભર, કોઇ ડોલી ઉઠેલા મત્ત ગીરીરાજ શા દારૂણમાં દારૂણ દુશ્મનનો સામનો કરવા ઉછળી પડયાં હતાં.

અનેક શૂરાઓએ એમાં આહૂતી અર્પી. લક્ષ્મી, પ્રતિષ્ઠા અને દેહની એ ભવ્ય આહૂતીથી બંગાળની પ્રજાનું નામ આજ ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત છે અને કોણ કહેશે આ બલિદાન અલેખે જવાનું છે ?

જ્યારે જ્યારે જગતભરની પ્રજાઓ પર રાજ્યનાં જૂલ્મ અને ત્રાસથી કકળી ઉઠશે, એમનું અંતર વધારે વાર બીજાઓની હીચકારી વર્તણુક અને માનવતાહીણુ કાર્યપ્રણાલીથી ફફડી ઉઠશે ત્યારે એમનું યુવાન લોહી આવા ઇતિહાસમાંથી પ્રેરણા પીશે, અને એમના જ્વલંત શૌર્ય અને શહાદતથી ફરી એક વાર નૂતન તવારીખનું ઘડતર કરશે અને મુક્ત મહેલના અમર ચણતરમાં તેઓ પાયારૂપે પુરાઇ જશે.

* * *

'અમૃત બઝાર' પત્રિકાની આવૃત્તિઓ સવાર અને સાંજની એક પછી એક પ્રગટ થયે જતી હતી, સુધીન બાબુ એ પ્રેસમાં કંપોઝીટર હતા. બીબાં ગોઠવી જ્યારે એ થાકતા, ત્યારે કંટાળીને પેપર વાંચવા બેસી જતા અને પેપર વાંચી કંટાળતા, ત્યારે રામી ડોશીને છેલ્લામાં છેલ્લી ખબરો પહોંચાડવામાં એને એક પ્રકારનો આનંદ મળતો.

પણ આજ એમના આનંદી ચહેરા ઉપર શ્યામ વાદળી ફરી વળી હતી. લોહી ચાલ્યા ગયા પછીની ધતુરાના ફુલ જેવી ફીક્કાશ ત્યાં તરવરતી હતી. એક નાનકડા પારીગ્રાફનું કંપોઝ કરતાં એ લગભગ થાકી ગયા. જાણે સમસ્ત જીવનનો થાક એના ચેતનને આવરી લેતો ન હોય એવી નિશ્ચેતના એણે અનુભવી. ત્વરાથી એ ઉઠીને ઉભા થયા. કોટ પહેરીને એણે રામી ડોશીના ઘરનો રસ્તો લીધો. 'રામી ડોશી ! ઓ રામી ડોશી !' એણે દ્વાર ખખડાવ્યું.

પ્રભુનો કોઇ દૂત એના ગુમ થયેલા પુત્રનો સંદેશો લઇને આવ્યો હશે એવી પ્રેરણાથી કે વર્ષોથી ઝંખી ઝંખીને થાકી ગયેલી આ વૃધ્ધાના અંતરને પ્રફુલ્લ કરવા સ્વયં કૃપાલ આવ્યો હશે એવું ધારીને એણે દ્વાર ઉઘાડયું.

સુધીન બાબુની કૃશ, રક્તહીન હાડપીંજર જેવી પ્રતિમા એના બારણાનો માર્ગ રોકી ઉભી હતી.

એ કંઇ પણ બોલ્યા નહિ, પણ ચુપચુપ આવીને અંદર બેઠા. સામે જ એક ચટાઇ ઉપર રામી ડોશી પણ બેઠાં.

આજનું વાતાવરણ અને પરિસ્થિતિ કંઇક ગંભીર જીવન પ્રકરણનો ઉકેલ માંગતી હતી. વૃધ્ધા રામી એ જોઇ શકી. સુધીન બાબુને એણે આટલી ઠાવકાઇ અને ગંભીરાઇથી આવીને બેઠેલા જોયા નહોતા. એનું હૃદય થડકારા અનુભવી રહ્યું.

'કંઇક સારા સમાચારની હું આશા રાખુ છું સુધીન બાબુ !' રામીએ અતી શાંત, મંદ સ્વરે કહ્યું.

'તમારો કૃપાલ મળ્યો છે' સુધીન બાબુએ એ જ સ્થિતિમાં બેઠાં બેઠાં કહ્યું, અને એણે સીગારેટ શોધવા કોટના ખીસામાં હાથ નાખ્યો, પણ સીગારેટને બદલે પ્રેસમાં કંપોઝ કરેલી એક નાના પારીગ્રાફની કાપલી તેના હાથમાં આવી. એની હિંમત સરી ગઇ, છતાં એ કંઇ બોલ્યો નહિ. પુરૂષનું હૃદય પત્થર જેવું હોય છે.

વૃધ્ધ રામીના કપોલ ઉપર થોડીક કરચલીઓ ભેગી થઇને છૂટી પડી. હર્ષની એક છાની લહરી મુખમંડળ ઉપર ફરી વળી. વધારે જાણવાના હેતુથી એણે પૃછયું. 'એ આનંદમાં છે ને? રામી ડોશીની હવે પ્રશ્નોની પરંપરા ચાલુ કરવાની ઇચ્છા પ્રગટ જણાઇ આવતી હતી.

'હા, એ દિવ્ય આનંદમાં રહે છે. એને કોઇ જાતનું દુઃખ અથવા સુખ નથી. એને સ્મૃતિ નથી, એટલે સ્મૃતિવિભ્રમ પણ

નથી. કોઈ અદ્રષ્ય સ્વપ્ન જેમ એ રહે છે અને માનવીઓનાં સ્નેહ, પરિસીમા અને બંધનની સામે અટ્ટહાસ્ય કરે છે.' સુધીન બાબુની વાગ્ધારા નિર્મળ જાન્હવી જેવા પ્રવાહે ગતી કરતી હતી.

'હમણાં એ ક્યાં રહે છે?' ગુંચવાયેલા રામી ડોસીએ સ્પષ્ટતા પામવા જરા ઉત્કંઠચિત્ત બની પૂછ્યું.

'હમણાં એ જ્યાં રહે છે, ત્યાં ક્ષુદ્ર ભાવનાના મનુષ્યો રહી શકતા નથી. કોઇ દિવ્ય સ્વપ્ન પરીઓના પ્રદેશમાં એક સુવર્ણ જડિત મહેલમાં એ રહે છે. એની આસપાસ શેફાલી ફુલો સૌરભ ઉરાડે છે, મધુકરો મધુર બંસી છેડે છે. એવા પ્રફુલ્લ અને આનંદમય કો અનંતના ઉદ્યાનમાં એ વસે છે.'

એક ઊંડો શ્વાસ લઇ રામી ડોશીએ સ્વસ્થતા અનુભવી.

'આવી વાર્તાઓ તો કિશોરોને ગમે, સુધીન બાબુ! મારે એ નથી સાંભળવી.'

સુધીન બાબુ પુનઃ પ્રશ્નસ્વરૂપ બની ગયા. મુખ ઉપરની ગંભીરાઈ એ છોડી શક્યા નહિ.

પણ રામી ડોશીથી આ ન સહન થયું. ધીમાં ડુસ્કાં ભરેલા અવાજે એણે સુધીન બાબુના ચરણની રજ માથે ચડાવી કહ્યું:

'મારે કૃપાલને મળવું છે. એ ક્યાં છે? તમે કહ્યું ને કે એ મળ્યો છે?'

'હા, હા, એ મળ્યો છે. તમારા સૂના અંતરમાં ફરી વાર એ જાગૃત થયો છે. તમારે શ્વાસે શ્વાસે એના નામની ઝંખના છે. તમારી શ્રધ્ધામાં એ દીપકવાટ બનીને સળગે છે.' સુધીન બાબુ અસ્પષ્ટ બોલ્યે જતા હતા.

'ઓ સુધીન બાબુ! ઓ સુધીન બાબુ!' કહી વૃદ્ધા રામી જમીન ઉપર ફસડાઇ પડી.

'તમારૂં કહેવું હું સમજી શકતી નથી. આજ કેટલાં વર્ષ પછી એના સમાચાર હું પામી શકી છું! કહો, એ મૃત્યુ તો નથી પામ્યો ને?' ઉત્તર મેળવવા એણે સુધીન બાબુના નયનોમાં મીટ માંડી. ત્યાં અશ્રુજલ ઉભરાઇ ગંગાના પ્રવાહ જેમ વહી રહયાં હતાં. એની મુખમુદ્રા દીન બની ગઇ હતી.

'ઓહ! ઓહ! ઓહ!' કહી એણે જોરથી મસ્તક પછાડયું અને પછી બેભાન બની ગઇ.

* * *

જ્યારે એના ક્ષણિક સ્વપ્નમાંથી એ જાગૃતિમાં આવી ત્યારે સુધીન બાબુએ એને બધા સમાચાર સંભળાવ્યા. એક ક્રાંતિદળ સાથે જોડાઇ કૃપાલે કેટલાક ગોરા અમલદારોનાં ખૂન કર્યાં હતાં. બદલામાં એને ફાંસી મળી હતી.

રામી ડોશીની સ્થિતિ દિવસે દિવસે બગડતી ચાલી. આટલા વર્ષો એ કૃપાલની માર્ગપ્રતિક્ષા કરી રહી હતી, હવે એ અનંત પ્રતિક્ષાનો અંત આવ્યો હતો. આશાની સંજીવની સૂકાઇ જતાં એની ઝંખના અટકી પડી. એના જીવનમાં શ્રદ્ધા જેવું કંઇક હતું એ ચાલ્યું ગયું. એની સુવર્ણકલ્પનાઓ ભાંગી ગઇ અને મનોરમ સ્વપ્નો પાંખો લઇ કોઇ અદ્રશ્ય પગદંડીએ ઉડી ગયાં. સમસ્ત જગત તેને કોઇ નિબીડ અંધકારથી ખરડાયેલું લાગ્યું. એણે દીપક લઇ જગતના આ સૂના વાતાવરણમાં કવિતા પ્રગટાવવા પ્રયત્ન કરી જોયા, પણ એ બધું વ્યર્થ ગયું.

સુધીન બાબુ સવારે અને સંધ્યા સમયે આ જીવનના છેલ્લા શ્વાસ લેતી રામી ડોશીની મુલાકાતે આવતા. એણે કેટલું યે આશ્વાસન આપી ગત જીવનનાં સ્મરણો ભુંસી નાખવા ડોશીને સમજાવી. એણે કેટલા યે દિવસ કલાકો સુધી એની પાસે ગીતા પાઠ કર્યાં. નીતિ, બોધ, અને ધર્મભાવનાથી એના હ્રદયને મજબુત

અને શ્રધ્ધાભર્યું કરવા એણે સતત પ્રયત્નો જારી રાખ્યા.

પણ જેમ કુસુમ સુકાઇ જતાં ફરી વાર એમાં સૌરભ ઉડતી નથી, નીલકંઠનો કાંઠલો કાપી લેતાં ફરી વાર એમાંથી મધુર બંસી છેડાતી નથી, એમ રામી ડોશીના જીવનનું ચેતન ઓસરી જતાં ફરી વાર કોઇ પણ પ્રેરણાવંત ગદ્યવાંચન કે પાઠન એના અંતરમાં શ્રધ્ધા પ્રગટાવવા અસમર્થ નીવડ્યું.

હવે જ સુધીન બાબુને લાગ્યું કે કોઇના પ્રિય સ્વજનનું સ્મરણ જીવનને કેવું વિષમય કરી નાખે છે? રાત્રે વાછરડું ગોધનમાંથી વિખૂટું પડી જતાં ગાયની દશા કેવી થાય છે? એવી જ રીતે આ ડોશીની માનસિક સ્થિતિ કરમાતી ચાલી. દિવસની પળે પળે એ કૃપાલનું મધુર સ્મિત ચમકાવતું મુખારવિંદ નજરે પડવા લાગ્યું; જાણે એના ગૃહની દરેક વસ્તુ કૃપાલ, કૃપાલ, ઝંખતી હતી એવું ડોશી અનુભવવા લાગી. એના કોલેજ જીવનનાં પુસ્તકો, એ ગળામાં બાંધતો એ નેકટાઇ, જેનાથી એના એ સુંદર વાળ હોળતો એ જરમની દાંતીઓ, ઊંચું સુગંધભરપૂર ' ભૂતનાથનું તેલ ' અને માથે આડી છટાથી ગોઠવતો એ હૅટ, એ બધું યે સંભારી સંભારીને ડોશી રડી પડતી.

પણ સુધીન બાબુએ એક રસ્તો કાઢ્યો. એણે કૃપાલની પત્નીનો પત્તો કાઢ્યો. જો કે એમ કરવામાં એને ઘણી યે તકલીફમાં ઉતરવું પડ્યું, છતાં છેવટમાં એના ઉદ્યમનું ફળ મળ્યું. એ રાજમહેન્દ્રીમાં રહેતી હતી. એને એક પુત્ર પણ હતો. એનું નામ નલીની હતું. સુધીન બાબુએ રેલ્વે ભાડું મોકલાવી એ બન્ને માતાપુત્રને કલકત્તા બોલાવ્યાં અને પોતાના જ ગૃહમાં એમને આશ્રય આપ્યો.

આ એ જ કમીલા હતી, જેણે કૃપાલના અંતરને યાવનની કોઇ મધુર સુકુમારતાથી ભરી દીધું હતું, જેણે મેઘધનુષની રંગોળીથી એનાં જીવનને રંગી એમાં ભાવનાની કવિતા પાથરી દીધી હતી.

એ સ્વયં કવિતા જ હતી. જો કે એ હલકી કોમની હતી, છતાં એનામાં ઉચ્ચ સંસ્કારોનું બીજારોપણ થયું હતું. એ બોલતી ત્યારે એમાં માધુર્ય છલકી પડતું અને હસતી ત્યારે એના ઓષ્ટ ઉપર કુસુમની માર્દવતા પથરાઇ રહેતા.

પણ હવે એમાંનું કંઇ જ રહ્યું નહોતું. જલધીની વીચીમાલા ઠંડી પડતાં એના પાણી શાંત ગતીએ વહી રહ્યા હતાં. એના યૌવનની કવિતા મૃત્યુ પામી હતી. પહેલાં એ જે કંઇ નીરખતી એમાં ઉછળતો ઉલ્લાસ અને તરવરાટ હતો. હવે એ નિઃસત્વ અને પ્રેરણાહીન એને લાગતું. જાણે એનું સર્વસ્વ લુંટાઇ ગયું હતું, અને એ કોઇ નિરાધારિણી જેમ એની લુંટના છેલ્લા અવશેષ ઉપર શ્રધ્ધા અને આશાભરી મીટ માંડી રહી હતી. એ અવશેષ નલિની હતી, 'ઓ વૈધવ્ય ! હિંદુસમાજની પાંગળી મનોદશાનું તું પ્રતિક છે. તારા નયનોમાં મૃદુતા અને લાગણીભરપૂર દીનતા છે, તારા ચરણકમલમાં લોહશૃંખલા છે. તું જીવંત મૃત્યુ વરેલ પામર જીવનનું પ્રતિબિમ્બ છે.

તારા સ્વરૂપમાં તું અગ્નિજ્વાલા સળગાવે છે, અને એમાં તારાં સુંદર સ્વપ્ને આશાના કિલ્લાઓ, અને મનોરમ મનોરથોની ભસ્મ કરી એકલા કોઇ સ્મશાનમાંથી જાગૃત થયેલ મુડદા સમું અટ્ટહાસ્ય કરી જગતની બધીર દિવાલો ખખડાવે છે. હે વૈધવ્ય ! તારા આર્જવ રૂદનમાં માનવતાને પીગળાવી નાખે એવો જ્વલંત ધ્વનિ છે.'

* * *

એક દિવસ પ્રભાતની ગુલાબી રામી ડોશીના આંગણાંમાં પથરાતી હતી અને બુલબુલોએ વસંતના ગીતથી વાતાવરણમાં કોઇ અનેરા માધુર્યની છટા આણી હતી. બાજુના વાડામાંથી કોઇ કામ ધેનુના કંઠે લટકાવેલી ટોકરીમાંથી મંગલઆરતી વાગતી હતી. ત્યારે સુધીન બાબુ ઉર્મીલા અને તેના પુત્ર નલિનીને લઇ રામી ડોશી

પાસે આવ્યા.

ડોશીએ ફ્રમીલાને જોઇ અને બધું પામી ગઇ. લગભગ પચ્ચીસ વર્ષમાં ફાલતી આ યૌવનવલ્લરીને ડોશીએ નીરખી નીરખીને જોઇ લીધી. એના મૃતપુત્ર કૃપાલની નવવધુને આથી સરસ રીતે પારખતાં અને ઓળખી લેતાં એને કોઇએ જોઇ નહોતી. એક ધીમું અકીંચન સ્મિત એના મુખની રેખાઓ દીપાવી ચાલ્યું ગયું. ફ્રમીલાએ એ જોયું, પણ એ શાંત રહી. સ્વમાનભંગ એ ગળી ગઇ.

રામી ડોશી સુધીન બાબુ તરફ ફર્યાં.

'તમે ફ્રમીલાને શા માટે અહીં લાવ્યા? મારા ગૃહને લાંછન લગાડવા હું વધુ વાર ખુશી નથી. એ મહેતર કોમની છે એ તમે ક્યાં નથી જાણતા?'

'પણ એ તમારી કુળતારિણી છે. તમારા કૃપાલની નવવધુ છે, અને તમારો આશ્રય ઇચ્છે છે.' સુધીન બાબુએ કંઇક દ્રઢતા ધારણ કરી કહ્યું.

'એ કૃપાલની પત્ની છે એટલે જ મારા ગૃહને યોગ્ય નથી. એના જેવી પાપિણીને આશ્રય આપવા મારૂં મન નથી માનતું. મારો કૃપાલ જતાં હું એને પણ મૃત્યુ પામેલી કાં ન માનું?' રામી ડોશીએ મક્કમ બની કહ્યું.

'પણ આ તો જીવતી છે. તમારા કૃપાલની સ્મરણમૂર્તિ છે. ઓ રામી ડોશી! એના પગલે પગલે વેદના છે. એના હૃદયમાં ડંખ છે. એને શાંતિ આપવી એ તમારૂં કામ છે. એ તમારૂં ગૃહ સાચવશે અને વૈધવ્યને ઓપ આપશે.' સુધીન બાબુએ ડોશીને સમજાવવા બાજી પલટાવી.

'મારે એવી સ્મરણમૂર્તિ ન જોઇએ. મારા કૃપાલનું એક સ્મરણ જ મારા ઉરને હજારો ડંખ આપે છે. આ પ્રત્યક્ષ સ્મરણ મારા જીવનમાં દાવાનલ સળગાવશે. ઓ સુધીન બાબુ! તમે આને

અહીંથી લઇ જાઓ. તમને ઠીક લાગે એમ કરો.' ડોશી કોઇ અણુછૂપી વેદનાથી દાઝતાં હોય એવો એનો ધ્વનિ એના સ્વરમાં હતો.

અજંતાની કોઇ રમ્ય પ્રતિમા જેમ કમીલા ઉભી હતી. એના નયનો જમીન ઉપર ચોંટી ગયાં હતાં. એના મુખમંડળની રેખાઓ વધુ ગંભીર બની હતી. તેના ઉપર અકથ્ય વેદના સળગતી હતી. એ કંઇ પણ બોલી નહિ. એ તો આગળથી જ જાણતી હતી કે રામી ડોશી એને પુત્રવધુ તરીકે નહિ સ્વીકારે, કારણ આ લગ્ન સંબંધ સ્વેચ્છાએ અને પરસ્પરના હૃદયઆકર્ષણે થયા હતા અને એમાં રામી ડોશીની જરા જેટલી યે સંમતી લેવામાં આવી નહોતી.

એનો પુત્ર નલીની પણ એની પાસે જ ઉભો હતો અને આ ઉગ્ર, ચંડિકાસ્વરૂપ ડોશાની પ્રતિમાને નીરખી રહયો હતો. એને ખબર નહોતી કે એ ચંડિસ્વરૂપ મૂર્તિ જ તેની દાદીમા હતાં. એના વત્સલ ખોળે આળોટવાનો જેટલો હકક મૃત કૃપાલને હતો એટલો જ એને હતો; કારણ એ પણ કૃપાલનું પ્રતિબિમ્બ હતો.

પણ રામી ડોશીને કશી યે દરકાર નહોતી. એના હૃદયમાંથી પ્રેમની જાન્હવી સૂકાઇ ગઇ હતી. હવે એ માત્ર નિર્બળ કલ્પનાઓ અને જડભાવનાઓનું સ્વરૂપ માત્ર હતી.

જ્યારે સુધીન બાબુને લાગ્યું કે ડોશી દલીલોથી પીગળે એમ નથી ત્યારે એના અંતરમાં પારાવાર દુઃખ થયું. આખરે કમીલા કોણ હતી ? તેના મૃત પુત્રની અર્ધાંગના, સુખદુઃખની ભાગીની, એના હાસ્યે પુલકીત બની રાચનારી, એના શોકમાં હૃદયનો આનંદ સુકાવી અશ્રુ સારનારી. અને આ નલિની ?

એનું જ સુંદર પ્રતિબિમ્બ હતો એ તો. કૃપાલના જેવાં જ એના તેજસ્વી નયનદ્રય, રૂપાળી મુખરેખાઓ અને હોઠ ઉપર નિરંતર રમતું ભાવભીનું કૌમારનું સ્મિત !

'ઓ ડોશી ! તમે શું કહી રહ્યા છો એનું તમને ભાન છે ? જે કૃપાલની ચરણરજ લઇ આ પવિત્ર કલ્યાણમૂર્તિએ આટલાં વર્ષ કાઢયાં, જે કૃપાલના હૃદય સાથે જોડાઇ આ નલીનીએ આટલો શૈશવકાળ કાઢયો એને આમ ગૃહબારણેથી ધક્કો મારતાં તમારૂં હૃદય આંચકો અનુભવતું નથી ?

સુધીન બાબુથી જયારે રહેવાયું નહિ ત્યારે આટલા શબ્દો એના મોઢામાંથી સરી પડયા.

પણ રામી ડોશીના જડ હૃદયની દિવાલોને આ અનુકંપા અને લાગણીથી ભરેલા શબ્દો ભટકાઇ ચાલ્યા ગયા અને તેની રજ પણ અસર ત્યાં ન મૂકી શકયા. એણે કહ્યું:

'મારે મારા કુળ અને ગોત્રની આબરૂ સાચવવી છે. એક મહેતરની કન્યાને કુળવધુ તરીકે હું નહિ સ્વીકારી શકું અને એનો પુત્ર પણ મહેતર જ ગણાય, એટલે એમને આશ્રય આપું તો હૂં સમાજ બહાર ગણાઉં. મારે એવું નથી કરવું.' ડોશી બોલી રહ્યાં, એટલે સુધીન બાબુ ત્યાંથી ઉઠી નીકળ્યા. એમની પાછળ ઉર્મીલા અને નલીની પણ અનુસર્યાં. આશાપૂર્ણ અને શ્રધ્ધાભર્યું હૈયું લઇને જે કલામૂર્તિ એના જીવનને આ એકલતામાં ઓપ આપવા આવી હતી એ ચાલી ગઇ.

* * *

પણ રામી ડોશીના હૃદયમાં ઉગ્ર જ્વાલા સળગી હતી. એના મૃત કૃપાલને ભૂલી જવા એણે કેટલા યે પ્રયત્નો કર્યા, પણ જેમ જેમ એ ભૂલવા મથતી તેમ તેમ એનું સ્મરણ વધુ ચિરંજીવી બનતું ગયું. એના હૃદયમાં એ અહોનિશ જાગૃત હતો.

એણે પુણ્યતીર્થ વારાણસીની યાત્રાએ જવાનો મનસુબો કર્યો. એની ઇચ્છા હતી કે એથી એ દુઃખ ભૂલી જવાશે અને ભગવતી ગંગામાં સ્નાન કરીને પાવન થઇ શકાશે.

શ્રાવણની મનોરંજક સંધ્યાઓએ મેઘવૃંદની અટારીઓમાં જ્યારે એમનાં ભીનાં વસ્ત્રો બદલવા માંડયાં, અને ઉડ્ડગણોએ સુરક્ષિત બની એમના માળામાં સ્વપ્નરંગી જીવનપળો વીતાવવા માંડી ત્યારે રામી ડોશી એના સૂના ગૃહને તાળું મારી વારાણસીની પૂણ્યયાત્રાએ નીકળી પડી.

એણે શ્યામ વસ્ત્રથી એના દુબળા દેહને અલંકૃત કર્યો હતો. અને એના તુલસી ક્યારામાંથી થોડાંક તુલસીનાં પાન અને થોડાંક લાલ કરેણનાં ફુલ માતગંગાના પૂજનવીધી માટે લઇ લીધાં.

પહેલાં એ જગન્નાથપૂરી ગયાં. ત્યાં એમણે એક કીર્તિસ્તંભ જોયો. ડોશી એ જોઇને થોભ્યાં. એક માણસને પૂછ્યું 'આ શું છે?'

ગદ્દગદિત કંઠે એણે કહ્યું: 'બંગાલની ક્રાંતિમાં જે શૂરવીર યુવાનોએ પ્રાણ હોમ્યા છે એનું આ સ્મરણપ્રતિક છે.'

'એમાં મારા કૃપાલનું નામ છે?' વધુ જીજ્ઞાસાપૂર્વક ડોશી બોલ્યાં.

'હા, હા, એનું નામ સૌથી મોખરે છે. એનું નામ યશસ્વી થયું છે, અને વર્ષો પછી પણ જ્યારે પૃથ્વિનાં ચક્ર ખડી જશે અને આ માનવયાત્રા અટકી જશે, ત્યારે તમારા પુત્રનું નામ આ અંધારાંમાં ધ્રુવની પેઠે પ્રકાશશે.' પેલો અજાણ્યો માણસ ઊર્મિના આવેગથી બોલ્યે જતો હતો.

ડોશીએ ઉલ્લાસમાં આવી પેલા કરેણનાં ફુલ એના ઉપર ચડાવ્યાં અને તેનું આર્દ્ર હૃદય તેને નમી પડ્યું.

ત્યાંથી ફરતાં ફરતાં ડોશી વારાણસી આવ્યાં. દુખિતો, દલિતો અને પાપીઓનાં પાપવિમોચન કરવાનું આ શ્રધ્ધાધામ જોઇ ડોશીનો આત્મા શાંતિ પામ્યો. એણે જગતજાન્હવી ગંગામાં સ્નાન કરવાનો વિચાર કર્યો અને કિનારે આવ્યાં.

ભસ્મત્રિપુંડની અર્ચના કરી શુધ્ધ વસ્ત્રોથી સજ્જીત બની એક બ્રાહ્મણ ત્યાં ઉભો હતો. ડોશીએ એના હાથમાં આઠ આની મૂકી. પેલાએ ગંગાસ્નાનના મહિમાથી અલંકૃત મંત્રોચ્ચારનું પાઠન કર્યું, એટલે ડોશી સ્નાન કરી શુધ્ધ થયાં.

પણ જેવા એ કિનારે આવ્યાં તેવાં એણે એની પાડોશમાં જ રહેતાં રાધા ડોશી જોયાં. હર્ષોલ્લાસમાં આવી એણે પોકાર્યું ' ઓ રાધા ડોશી ! તમે અહીં શા મા માટે આવ્યાં છો ? '

નયનદ્વયમાં અશ્રુબિન્દુ રુંધી રાધાનું માથું નમ્યું. એણે કહ્યું, ' મારા પુત્રનું સ્મરણ પાવન કરવા. '

' ત્યારે તમે પણ પુત્ર ગુમાવ્યો છે ? ' અધીરાં બની રામી ડોશી એની નજીક ગયાં. કહે, ' કહો, ઓ રાધા ડોશી ! તમારા સુબોધનું મૃત્યુ થયું છે ? '

' હા, બંગાળની ક્રાંતિએ એની આહૂતિ લીધી છે. ' રાધાએ એની દ્રષ્ટિ આકાશની અનંતતામાં પરોવીને કહ્યું.

' ત્યારે આપણે બન્ને સરખાં છીએ ' રામીએ ગદ્‌ગદ્ કંઠે કહ્યું. ' પણ મારા પુત્રનું સ્મરણ મને પજવે છે. એનું મોહું જોયા સિવાય હું શાંતિ નહિ પામું. '

' મને એનું સ્મરણ નથી પજવતું; કારણ એનું પ્રતિબિમ્બ મારી પાસે છે. એને જોઇને હું મારા સુબોધને ભૂલી જવા યત્ન કરું છું. ' રાધા ડોશીએ રામીનાં નયનોમાં જોઇને કહ્યું.

' તમે શું કહો છો ? ' રામી ડોશી કંપિત સ્વરે બોલ્યાં, જાણે એનું ચેતન ઓસરી જતું હોય એવું તેમને જણાયું.

'એના એક પુત્રના દર્શને હું રાચું છું એ એનું જ પ્રતિબિમ્બ છે. એ સુબોધની પ્રતિમૂર્તિ છે. એના નયનોમાં જે દર્શન છે એમાં સુબોધ નિરંતર સ્મિત કરે છે. એ જ્યારે હસે છે ત્યારે મારો

સુબોધ આનંદ પામે છે.' રાધા ડોશી કોઇ જ્ઞાન પામેલ આત્મા જેવું બોલતાં હતાં.

'હું પણ એવું પ્રતિબિમ્બ નિરંતર જોઉં છું, પણ એથી શાંતિ નથી પામતી. શોક અને ગ્લાનીથી હું મારી ઊર્મિઓને કચરી નાખું છું.

ઓ નલીની ! ઓ નલીની ! મેં તને અવગણ્યો છે, તિરસ્કાર્યો છે. પણ તું એનો જ પુત્ર છે. એની રેખાઓ તારા સુંદર મુખમાં અંકિત છે, એનું સ્મિત તારા હોઠમાં મેઘધનુ જેમ ઉઘડે છે,' કહી રામી ડોશી શાંત થયાં.

પણ એના હૃદયને શાંતિ મળી નહિ. પશ્ચાતાપથી જ્વાલામાં એ સળગી રહી હતી. કમીલા અને નલીનીને કરેલા અન્યાયનું દુઃખ અસહ્ય હતું.

હવે જ એને કમીલા યાદ આવી. એ મહેતરની પુત્રી હતી એથી શું થયું ? આખરે એ કૃપાલની ધર્મપત્ની નહોતી ? સ્વચ્છંદી લગ્નસંબંધમાં જેટલી એ ગુન્હેગાર હતી એટલો જ કૃપાલ ક્યાં નહોતો ? તો પછી શા માટે હવે વધુ વાર એના અશાંત જીવનને દુઃખમય કરવું ?

રામી ડોશીનું હ્રદય વિશુધ્ધ બની ગયું. એનો સર્વ રોષ પશ્ચાતાપના અગ્નિમાં બળી ખાખ થયો. એણે કમીલાને અંતરથી અભિનંદી, અને એની સર્વ કસુર માફ કરી.

ત્વરાથી જ્યારે ફરી વાર એણે કલકત્તામાં પ્રવેશ કર્યો, ત્યારે પહેલું કાર્ય એણે સુધીન બાબુનું ગૃહ શોધવાનું કર્યું.

સુધીન બાબુ બહાર ગયા હતા, પણ પ્રવેશદ્વારમાં જ કમીલા ઉભી હતી. ડોશી એના ચરણમાં પડયાં અને એના પગની રજ લઇ માથે ચડાવી.

'હે કુળતારિણી! મને માફ કરજે. તારા શુધ્ધ સ્વરૂપને હું ભુલી હતી.' રામી ડોશીએ અશ્રુપૂર્ણ નયને કહ્યું.

ઊર્મીલા કંઇ પણ બોલી નહિ, પણ એને નલીની યાદ આવ્યો. જોરથી ઘાંટો પાડી એણે કહ્યું. 'ઓ નલીની! તારાં દાદીમા તને તેડવા આવ્યાં છે.'

બાજુની શેરીમાંથી રજેભર્યો નલીની રામી ડોશી પાસે આવ્યો અને વૃદ્ધાના નયનોમાં જોઇ કહ્યું. 'મા, ઓ દાદીમા! તમે અમને તેડવા આવ્યાં છો ?

ડોશીએ એ નાનકડા કુમાર સ્વરૂપને પ્રેમભીની આંખોએ નીરખી લીધું. પછી હર્ષોન્માદી બની એણે નલીનીને એની વત્સલ ગોદમાં લઇ લીધો અને કહ્યું:

'ઓ નલીન! કોઇ સુંદર સ્વપ્ન જેમ આજે તું મારા જીવનમાં સરી આવ્યો છે. હું તારી મા છું, તારી દાદી છું, મને ભુલી ન જજે.'



# ઉ રૂ લા

'ઓ ઉરૂલા ! ઓ ઉરૂલા ! તને થાક નથી ચડતો ? નીચું ડોકું નાખીને તું રાત ને દિવસ કાળી મજુરી કરે છે, ઘડીકમાં મચકુન્દના ફુલના રોપા સુધારે છે, ઘડીમાં ગોરસલ્લી અને પારિ-જાતકના છોડની કલમો કાપે છે. ઓહ ! ઉરૂલા ! આનંદ જેવું તારા જીવનમાં શું કંઇ યે નથી ?' યોગેશ બાબુએ એનાં ગૌર મોઢાં ઉપર આછું સ્મિત ઉરાડતાં કહ્યું.

જુઇની ઝુકી પડેલી પગદંડીમાંથી ઉરૂલાનું સુંદર માથું ઊંચું થયું ત્યારે એની વેણીમાં ગુંથેલા કેશુડાના રંગ સાથે મળી જતું એનું મધુર વદન આછી આનંદની રેખાઓથી ચમકતું હતું.

'ના ના બાબુ, બાપુ કહે છે કે યુવાન માણસોએ હંમેશાં કામ જ કરવું જોઇએ. મને એથી જરા યે થાક નથી ચડતો' ઉરૂલાના નિર્દોષ મુખમંડળ ઉપર એના હ્રદયની સુકુમારતા ફરી વળી.

'અને સાંજે જ્યારે તું કામથી નિવૃત્ત થાય છે, અને રોપા-ઓને કુંડાંમાં વાવીને તું કોઇ ઉલ્લાસિનીની જેમ તારા વાળની લટોને બાંધી લે છે, અને પેલી સુંદર વાદળી રંગની ઓઢણી ઓઢી તારી કંકુની ટીલડી ઉપર ફરી વાર સળી લગાવી કોઇ આનંદમુખી જેવી બની તું ક્યાં જાય છે ઉરૂલા ?'

ઉરૂલાએ લજ્જાથી એની દ્રષ્ટિ હરિત ઘાસમાં ખોડી દીધી, એના ગાલ ઉપર રક્તટશરો ફૂટી નીકળી, હસતાં હસતાં એણે કહ્યું. 'ત્યારે તો હું શ્રીકંઠ પાસે જાઉં, છું બાબુજી !'

'શ્રીકંઠ ?' યોગેશ બાબુનાં ભવાં એ શબ્દ પડતાં સંકોચાયાં,

અનેક કલ્પનાઓ વચ્ચેથી એનું ચિત્ત માર્ગ કરવા લાગ્યું.

'ઓ ઉરૂલા ! કહે ને એ શ્રીકંઠ કોણ છે ?' યોગેશ બાણુએ અધીરા બની જતાં કહ્યું.

'તમે એને નથી ઓળખતા, બાણુજી ?' ઉરૂલાએ હોઠ ઉપર સુંદર મેઘધનુષ ચિતરતાં કહ્યું.'આખું ગામ એને ઓળખે છે. એ ગોમતીનો પુત્ર છે. બાણુજી, એના વદન ઉપર ભગવાન ચંદ્રમૌલીનું શુચિ સ્મિત ચમકે છે. એ બોલે છે ત્યારે પ્રકૃતિ શાંત બની જાય છે, અને પવનમાં કોઇ મધુર સુગંધી ફેલાઇ જાય છે.'

'મારે એ નથી સાંભળવું, મારે એ નથી સાંભળવું, ઓ ઉરૂલા ! ભલે એ પુષ્પધનવા હોય, એના પગમાં વિશ્વ જીતવાનું સામર્થ્ય હોય, એના શબ્દમાં કૃષ્ણની મધુર મોરલીની પરવશતા હોય, ઓ ઉરૂલા ! તું એની સાથે ન જતી.' યોગેશ બાણુના હૃદય ઉપર જાણે કોઇએ અસહ્ય ભાર મૂકી દીધો હોય એવી વેદનાથી પીડાતા એ બોલ્યા.

'પણ મને એ બોલાવે છે, બાણુજી ! હું નથી જતી છતાં એ મને બોલાવે છે, મારૂં હૃદય જ ખુદ એના સ્મરણની પગદંડીએ ચાલ્યું જાય છે, એ મને ઘેરા પ્રણયભીના સાદ પાડી બોલાવે છે 'ઉરૂલા ! ઓ ઉરૂલા !' અને મારા જીવનના ભવ્ય મૌનમાં એના પડઘા નિરંતર પડે છે.'

'અને પછી તમે બન્ને કયાં જાઓ છો ઉરૂલા !' યોગેશ બાણુએ ઝીણી દ્રષ્ટિએ ઉરૂલાના વદન તરફ જોઇને કહ્યું.

'હા ! હા ! હા !' જોરથી અટ્ટહાસ્ય કરીને ઉરૂલાએ કુંજલતાઓને ડોલાવતાં કહ્યું 'ઓ યોગેશ બાણુ ! અમે જ્યાં જઇએ છીએ ત્યાં કોઇ આવવા હિંમત નથી કરતું, ખુદ મહારાજા પણ ન આવી શકે; આ જગતથી પર એવી કોઈ સ્વપ્નભરી પગદંડીએ અમે ઉડીએ છીએ, અને દિવ્ય પ્રણયગાનથી જીવનને ભરી દઇએ

છીએ ' ઉર્લાએ હર્ષોલ્લાસિત બનતાં કહ્યું.

યોગેશ બાબુના મુખમંડળ ઉપર થોડીક કરચલીઓ પડી. કોઇ કલ્પનામાંથી સરી પડતાં, એના હૃદયમાં એક ઊંડો આંચકો લાગ્યો. એણે હાથમાં પકડેલી છત્રીને ઉઘાડી અને જતાં જતાં કહ્યું ' ઉર્લા ! હવેથી એની સાથે ન જતી. કોઇ દિવસ તારા જીવનમાં એ વિષ ઢોળી દેશે. '

પણ ઉર્લાએ એનું કંઇ યે ગણકાર્યું નહિ, આડી ઝુકેલી ઝાડીમાં ફરી વાર એનું સુંદર માથું અદૃશ્ય થયું. સંધ્યા સમયે જ્યારે એને ગૃહે એ પાછી ફરી ત્યારે એની મધુર કલ્પનાઓએ કોઇ સુવર્ણ પગદંડીનાં એને દર્શન કરાવ્યાં હતાં.

* * *

બંગાળના આ નાનકડા ગામડામાં યોગેશ બાબુએ જ્યારે પગ મૂકયો ત્યારે એને કોઈ ઓળખી શકયું નહિ કે એ બંગાળની જીવંતકલાનો પ્રાણ હતો. જીવનથી જ્યારે કોઇએ એને આળખ્યો નહિ ત્યારે સાધનાઓથી ઓળખાવો મુશ્કેલ હતો. એના મધુર રંગથી દોરાયેલાં ચિત્રોએ બંગાળને મુગ્ધ કર્યું હતું, અને સામાયિકોના તંત્રીઓએ અને કલાવિવેચકોએ એને ઉપમાઓની ટોચે મૂકી દીધો હતો. એણે માનવજીવનને કલારંગની અભિનવ ચિત્રશ્રેણીથી ઓપ આપ્યો હતો. એની રેખાઓમાં પ્રણય જેવી માર્દવતા હતી, એના પાત્રોમાં યૌવનની ઉલ્લાસઘેરી કવિતા ઉડતી હતી. ડગલે ડગલે વસંતની ચારુતા પાથરતું, ઘનશ્યામના મુગટની કલગી જેવું રંગદર્શન—તો કોઇ વેળા માત્ર આછા ધાબાં એની પ્રતિભાનું પ્રતીક બની રહેતા.

યોગેશ બાબુએ આવતા વેંત કોઇ સ્વચ્છ સગવડવાળા ગૃહની તલાશી માંડી, અને સુભાગ્યે એક એવું અન્તગૃહ એને મળી ગયું. આ ગૃહના માલિક એક વૃધ્ધ અંબરીષ બાબુ હતા અને

તેની વૃધ્ધ પત્ની રાહુલા અને એક યૌવનની સ્વપ્નભરેલી પગદંડીયે વિહરતી પુત્રી ઉરૂલા ! ઓહ ! આ ઉરૂલાએ યોગેશ બાબુના જીવનને સભર પ્રેરણાથી ભરી દીધું.

અંબરિષ બાબુ આ અન્નગૃહ ઉપરાંત એક સુંદર બગીચાના માલિક પણ હતા, અને ઉરૂલા એ બગીચાની કાળજી જીવનથી પણ વધારે રાખતી. કોઇ વાર એ મચકુન્દના રોપા ઉખેડીને ફેંકી દેતી, તો કોઇ વાર જુઇનાં ફુલ વીણી વીણી એની સુંદર માળાઓ ગુંથતી અને સ્વયં એ કંઠમાં લટકાવી કોઇ ઉન્માદિની જેમ આસોપાલવની ઘટાઓમાં દોડી જતી, અને વસંતના ગાનથી શાંત વાતાવરણમાં કવિતા ભરી દેતી.

એ સુંદર ઝીણાં વસ્ત્રો પહેરવાની બહુ શોખીન હતી. એથી તેના પિતા જ્યારે કલકત્તા જેવા મોટા શહેરમાં કંઇ લેવા જતા ત્યારે ઉરૂલા પણ સાથે દોડી જતી અને જાપાનીસ વાયલ, અને દરીયા મોજાંની સાડી, તેમજ હીરાનાં એરીંગ, સુંદર કારીગરીથી મઢેલા આરસીકંકણ, અને નાના નાના પારાઓ ગોઠવેલી મનોહર માલાઓ પહેરી લાવતી, ત્યારે ગામની છોકરીઓ બધી અદેખાઇથી બળી જતી અને કહેતી ' આ ઉરૂલા તો ભગવાન ચંદ્રમૌલીનો તપ ભંગ કરવા જતી ભીલડી જેવી લાગે છે. એના રંગઢંગ તો જુઓ ! '

પણ ઉરૂલા કોઇને ગણકારતી નહિ. એની કલ્પનાઓ એને પ્રિય હતી, એની ભાવનાઓને એના જ હ્રદયમાં સ્થાન હતું, એના મનોરથોને એના જ સ્વપ્નકિલ્લાઓ હતા. શ્રીકંઠ એનો પ્રણયદેવ હતો.

' ઓ ઉરૂલા ! ઓ ઉરૂલા ! ' એ કહેતો ' જ્યારે મારા જીવનમાં અંધકાર પથરાઇ જાય છે ત્યારે તું તેજની દીવડી બની મને જ્યોતિના અલંકાર પહેરાવે છે. જ્યારે શિશિરના જડ વાતાવરણથી મારા ઉરની કવિતાનાં ઝરણ સ્વૈર વહેતાં અટકી જાય છે,

ત્યારે તું વસંતની જેમ આવી વધુ પ્રફુલ્લ અને ચેતનમય કરી દે છે. તારો સ્પર્શ થતાં જ બધું લીલું કુંજાર બની જાય છે ઓ ઉરૂલા !

*   •   *

યોગેશ બાબુ એની ગહન કલ્પનાઓમાં ઉડતા હતા. આ ગામડામાં આવીને વસવાનું પણ એક કારણ હતું. એને યશોધરાનું ચિત્ર ચીતરવું હતું.

ગયે વર્ષે જ્યારે અજંટાની ગુફાઓ એણે જોઇ ત્યારે ત્યાં આલેખાયેલા કોઇ પણ ચિત્ર કરતાં યશોધરાનું ચિત્ર એને વધુ સરસ અને હૃદયંગમ લાગ્યું. જાણે કોઇ રમ્ય ભાવનાનું કાવ્ય એ આલેખનના મુખમંડળ ઉપર ચમકતું હતું. એની આંખોમાં જે માર્દવતા હતી એ શેફાલી ફુલની પાંખડીઓમાં નહોતી, એના હોઠ ઉપર પથરાયેલા સ્મિતમાં યૌવનની કવિતા નહોતી, મેઘધનુષ્યની ભાવના નહોતી –કોઇના– કોઇ સ્નેહીજનના, હૃદયદેવના પાછાં વળતાં સુમંદ પગલાંની આતુર ચિન્તે રાહ જોતી, કોઇ પ્રસન્નવદનીના આનંદોત્સાહની રેખાઓ ત્યાં ચમકતી હતી.

યોગેશ બાબુને એ યશોધરા ફરી વાર એના રંગવિધાન ઉપર મૂર્ત કરવાના કોડ જાગ્યા. અજંટાની એ ભાવનામૂર્તિને સ્મરણમુકુરમાં નિરંતર સંઘરી રાખી એ અવનવી કલ્પનાઓમાં વિહાર કરતા; પણ એ કલ્પનામૂર્તિ એને મળી નહિ.

ઓહ ! જો એક જ વાર એ ભાવદર્શન એના ચિત્રફલક ઉપર એ ઉતારી શકે ! ફક્ત એક જ લીસોટો, આછી રેખાઓ, અને તે ઉપર જીવનની કોઇ ગૂઢ સમસ્યાના છૂપાયેલા ભાવ ! હૃદયના કોઇ સંવેદનની મૂક કવિતા !

કોઇનાં–કોઇ પ્રણયીજનનાં પાછાં વળતાં સુમંદ પગલાંની આતુર હૈયે રાહ જોતી કોઇ માર્ગદર્શન ઘેલીની આછી સ્મરણમૂર્તિ

એ ચિતરી શકે!

પણ એ બધું એ ભૂલી જતો. જ્યારે સંધ્યાની કંકુરંગી પગલીથી રંગાયલી દૂર દૂર ચાલી જતી જાન્હવીનો કલકલ ધ્વનિ માલાનાં ગુંજન એ સાંભળતો અને આછા ધુમ્મસથી જલબિન્દુડે નમી જતાં ઘાસમાં કોઇ શ્રવણમધુર પઝલાંના રમ્ય રણકાર એ સાંભળતો, અને જાણે કોઇ સુંદર કલ્પનાની રાણી એના ખોળામાં સ્વપ્નવાટિકાનાં પુષ્પો ભરીને વિશ્વને એની અર્ધ્યાંજલિથી ધન્ય કરતી ચાલી આવતી હોય એમ ઉરૂલા એના મોં પર ચારૂ સ્મિત વર્ષાવતી દેખાતી.

ત્યારે યોગેશ બાબુ કોઇ નૂતન આનંદથી ડોલી ઉઠતા. જાણે આ ઉરૂલા જ એના જીવનની કોઇ સંજીવની હોય એવું એને ઊંડે ઊંડે ભાન થતું. પરસાળમાંથી ખસીને એ ત્યારે એના અભ્યાસ ખંડમાં જતા અને કોઇ ચિત્ર ઉપર આછી કલાપીંછી ફેરવવા બેસી જતા.

એના કોમલ હાથમાં સુગંધી દીપક લઇને ઉરૂલા ધીમાં પગલાં દાબતી એના ખંડમાં પ્રવેશતી અને મંજુલ સ્વરે કહેતી 'ઓ યોગેશ બાબુ! કલાની ધૂન પાછળ તમે પાગલ બની જશો.'

પણ યોગેશ બાબુ એના શબ્દોને હસી કાઢતા અને ગાલના નેપથ્યમાં એક આછું સ્મિત ફરકાવી કહેતા 'તને એ નહિ સમજાય ઉરૂલા! કલાના ધૂનીઓ હંમેશાં પાગલ જ હોય છે.'

'અને તમે હંમેશાં શું ચિતરો છો યોગેશ બાબુ?' એની સ્વપ્નરંગી પાપણ ઉપર જાદુનો ભાર મૂકી ઉરૂલા પૂછતી.

'માનવહૃદયના ભાવ એમાં હું આલેખું છું ઉરૂલા! ઓ ઉરૂલા! મારા ચિત્રોને વાચા નથી, છતાં એ બધું બોલે છે, હૃદય નથી છતાં બધું સાંભળે છે; કોઇ દુઃખીના નિઃસાસા, કોઇ પ્રણયી જનના પ્રેમાલાપ, કોઇ ઉત્કંઠ ચિત્તનાં આતુર ગાન!

તમારી અનેક ઊર્મિઓ હું એક રેખામાં સમાવી શકું છું, તમારાં અનેક કાવ્યને હું એક આછાં ધાબામાં પૂરી શકું છું' યોગેશ બાબુ આવેશમાં આવી જઇ આવું આવું કેટલીક વાર બોલતાં.

પણ ઉરૂલા એના લાંબાં કલાવિવેચનો સાંભળતી નહિ. એક ટેબલ ઉપર સુગંધી દીપક મૂકી એ ત્યાંથી ચાલી જતી, અને યોગેશ બાબુ એક ઝીણી અર્થભરી દ્રષ્ટિએ એ ચાલી જતી સ્વરૂપરાણીના પગલાંથી થડકારો અનુભવતી પૃથ્વિનું સંગીત પીવામાં મશ્ગુલ બની જતા.

*  *  *

હળવે હળવે યોગેશ બાબુ ઉરૂલાના ખૂબ નિકટ સહવાસમાં આવવા પ્રયત્ન કરવા લાગ્યા. પહેલાં એ પોતાનાં કલાચિત્રણોમાં જ નિમજ્જન રહેતા, હવે એનામાં ઉરૂલાને જોઇને એક પ્રકારનો ઉન્માદ વધવા લાગ્યો.

અને ઉરૂલા પણ સૌંદર્યની રાણી હતી. એની મોટી શ્યામ કાકીઓમાં કોઇ લોહચુંબક છુપાયેલું હતું, એના લાંબા રેશમ જેવા પથરાયેલા વાળમાં સૃષ્ટિના કલાધર જેવા કલાપીચ્છની મહોર હતી. એ કુંકુમની ટીલડી નિત્ય કરતી ત્યારે જાણે આકાશની મનોહર શશિકલા આ પૃથ્વિને એના માધુર્ય અને સૌંદર્યથી છલકાવી દેવા ન આવી હોય એવું જણાતું. યોગેશ બાબુ એને કેટલીક વાર અનિમેષ નયને મીટ માંડી જોઇ રહેતા. એના સૌંદર્યની સુધા પીને એનું અંતર આનંદથી ડોલી ઉઠતું. એની કલ્પનાઓમાં કોઇ અવર્ણનીય સ્વપ્નછાયા પથરાઇ જતી, અને મનોરથો કોઈ કુસુમાંજલિથી સુગંધીત બનેલી પગદંડીએ એને ખેંચી જતા.

પણ ઉરૂલામાં કશો યે તફાવત પડયો નહિ, એનું હ્રદય યોગેશ બાબુને જોઇ કદી ઉન્માદમાં આવ્યું નહિ, એના પગલાંમાં

કદી યે આ કલાકારને જોઇ નવું ચેતન અથવા ઉલ્લાસ આવ્યાં નહિ; એ તો શ્રીકંઠની પૂજારણ હતી. એના હૃદયમંદિરમાં એની મનોહરમૂર્તિ પ્રણયના શતદલ ખીલેલા કમલ ઉપર નિત્ય વિરાજતી હતી.

અને જ્યારે રાત્રે એની વેણી છૂટી મૂકી કોઇ અભાગિની જેમ ઝાર ઝાર આંસુ સારતી, અને ધીમા ટમટમતા વ્યોમ દીવડાઓ એના નિઃસહાય આર્જવ ગાનને સાંભળી આંખ મીંચી જતા ત્યારે પૃથ્વી ઉપરના પ્રણયસ્વપ્નોને પાંખો આવતી.

જ્યારે રામી ધોબણ એના ચંડિદાસને મળવા જતી, જ્યારે રાધિકા એના ઘનશ્યામની જીવનબંસી થવા દોડી જતી, જ્યારે યશોધરા એના સિધ્ધાર્થના પૂજને અંતરની કુસુમ કોમલ ઊર્મિઓને લઇ આવેગપૂર્ણ ગતીએ કોઇ રાજ્યમંદિરની સૂની અટારીએ દોડી જતી; ત્યારે આડી ઝુકેલી જુઇની પમરતી સુગંધીમાં ઉરલા એના શ્રીકંઠને મળવા દોડતી. ત્યારે એના પ્રણયસ્વપ્નને પાંખો ફુટતી અને કોઇ ઊર્મિઘેરી કવિતાના રસધોધથી એનું જીવન પાવિત્ર્ય અને ઉલ્લાસથી નાહી રહેતું.

યોગેશ બાબુ એને દરરોજ નિરખીને જોઇ લેતા. ચાંદનીથી લીંપાયેલી પ્રકૃતિમાં ચેતનભરેલા પગલે દોડી જતી ઊર્વશીને એ વિકારની દૃષ્ટિએ, કામનાએ જોઇ રહેતા અને થતું કે એ તેના માર્ગમાં જઇને આડો ઉભો રહે, એના હૃદયની બધી પ્રેમોર્મિઓને પોતાના હૃદયમાં બળાત્કારે સમાવી દે, પણ એ બનવું અશક્ય હતું !

એની પ્રતિભા અને કારકીર્દી ઉપર એને કોઇ વાર તિરસ્કાર આવી જતો. એના વ્યક્તિત્વ અને કીર્તિ ઉપર એ કોઇ વાર પારાવાર સંવેદનાથી બળી જતો. એને શ્રીકંઠની અદેખાઇ આવતી. એના જેવો પ્રસન્ન, આનંદી, પ્રણયદેવ બનવાના કોડ એનામાં જાગ્રત થતા. એ ઇચ્છતો કે એ શ્રીકંઠની જગ્યા લે અને પેલી

ઉરૂલા એના કંઠને કોઇ સૌંદર્યની વલ્લરી જેમ વીંટાઇને એના ઉન્મત્ત ઉરના ધબકારા સાંભળે. વળી ઘડીભર એ પાગલ જેવો બની જતો. એને થતું કે એ દોડીને ઉરૂલાના ચરણોમાં પડી જાય, એના હૃદયમાં પોતાનું મસ્તક છુપાવીને એને પ્રણયનાં મીઠાં ગીત સંભળાવે, અને કહે : ' ઓ ઉરૂલા ! તારા ચરણે હું મારૂં જીવનધન મૂકું છું. મારી બધી યે જીવનકલાઓ તારામાં મૂર્ત કરવા હું ઝંખું છું ઓ કલારાણી ! '

* * *

શ્રાવણની સુંદર સંધ્યાઓએ કોઇ મધુર સ્વપ્નની વાટિકાઓમાં ઉતરવા માંડ્યું હતું. વસંતની અભિસારીકાએ એની મધુર સ્વર ગીતાંજલિથી પ્રકૃતિને અર્ધ્ય ધરી દીધો હતો. આસોપાલવની ઘટાઓ કંકુરંગી પુષ્પમાલાઓના ઉપહારથી લચી પડતી હતી.

બેત્રણ દિવસ થયાં વરસાદનાં ઝાપટાંઓ અચ્છી રીતે પડવાથી વૃક્ષ અને વલ્લરી લીલાંકુંજાર જેવાં દીસતાં હતાં, જાન્હવીના ઉછળતા નીરમાં ડૂબતાં દિવાકરનાં રશ્મિઓએ કોઇ સુંદર કલાચિત્ર ધરી દીધું હતું.

પણ ઉરૂલાના હૃદયમાં કોઇ જ્વાલા સળગતી હતી, કોઇની આતુર નયને ઝંખના કરી કરી એ કૃશપ્રાણ બની ગઇ હોય એવું એની મુખરેખાઓ કહી દેતી હતી. કોઇ વિરહિણી જેવી એની વેણી પણ ક્લાન્ત પડી હતી.

પારિજાતકનાં ફુલો કરમાઇને ઢળી પડયાં હતાં, કારણ એ શ્રીકંઠને મળી શકી નહોતી. આજ ત્રણ દિવસ થયા. મેઘમાલાઓ હજુ સ્વચ્છ થઇ નહોતી, અને કોઈ વેદનામૂર્તિ જેમ એમની આંખોમાંથી અશ્રુબિન્દુઓ પડીને પ્રકૃતિને પાવન કરી રહ્યાં હતાં. દૂર દૂર સુધી દ્રષ્ટિ કરીને ઉરૂલા કોઇની માર્ગદર્શના કરી રહી હતી, એના હૃદયની ઊર્મિઓ ઉન્મત્ત થઈ ઉછળતી હતી, કોઇના

પાછાં વળતાં પગલાંનો મંજુલ ધ્વનિ સાંભળવા એની શ્રવણેન્દ્રિઓ પ્રબલ બની હતી.

જાણે યશોધરા એના પ્રિયતમ ગૌતમની માર્ગદર્શના કરી રહી હતી, અનેક વર્ષોથી તપશ્ચર્યા અને આત્મશુધ્ધિ અર્થે ગયેલા એના સિધ્ધાર્થની રાહ એ આતુર નયને જોઇ રહી હોય એવી ઉરૂલા દીસતી હતી. ત્રણ દિવસ થયાં એ શ્રીકંઠને મળી શકી નહોતી. મેઘની તૃષાતુર ઝડીઓએ એના માર્ગમાં વિયોગની વડીઓ ગોઠવી દીધી હતી. ' ઓ શ્રીકંઠ! ઓ શ્રીકંઠ!' એનું હૃદય પોકારતું હતું.

દૂર એક ખુણામાં યોગેશ બાબુ કોઇ કલાસર્જનની ધૂનમાં બેઠા હતા. ચિત્રફલક ઉપર કેનવાસની શ્વેતરંગી છાયાઓ આછા અંધારામાં પણ દીસતી હતી. બાજુમાં રંગમિશ્રણથી ભરેલી ત્રણ ચાર કાચની પ્યાલીઓ પડી હતી અને એના હાથમાંની પીંછી કોઇની સુંદર મુખરેખાઓ પકડવા અને વિધાનમાં ઉતારવા આતુર હૈયું લઇને ડોલતી હતી.

યોગેશ બાબુએ એની બધી યે કલ્પનાઓ ખંખેરી નાખી. એણે અટારી તરફ પોતાની દ્રષ્ટિ દોડાવી. એનાથી થોડે જ છેટે–માંડ પચ્ચીસ કદમ ઉપર એની સ્વપ્નમૂર્તિ ઉભી હતી. એણે ઉરૂલાને નીરખી નીરખીને જોવા માંડી. આમ તો એણે ઉરૂલાને કેટલા યે દિવસો થયાં જોયા કરી હતી, પણ આજ એને જોવામાં કોઇ અકલ્પ્ય આનંદ અને ઉલ્લાસ ઉછળતો એને લાગ્યો. એ જોતા ગયા એમ એના વદન ઉપર પ્રસન્નતાની આછી છાયા તરવરવા લાગી. એના સ્મરણમુકુરમાં એ કોઇનું પ્રતિબિમ્બ જોઇ રહ્યા– એક વર્ષ પહેલાં અજંટાની પેલી ભવ્ય ગુફાઓમાં જોયેલું કોઇનું સૌંદર્ય!

હા, હા, એ યશોધરા જ હતી. એના અંગેઅંગમાં યશોધરાનું–પેલી સિધ્ધાર્થની માર્ગદર્શનમાં પાગલ બનેલી વિરહિણી

નું પ્રતિબિમ્બ ઉઠતું હતું. અને એના મુખની રેખાઓ ! કેટલી ગંભીર ? શોક અને ઉદ્વેગથી ભરપૂર ! જાણે એ કોઇનું માર્ગદર્શન કરી કરીને કૃશ:પાય બની ગઇ હોય એવું એનું મુખારવિંદ કહી આપતું હતું, એના ઉપરથી ઓજસ્ અને આનંદ ઉડી ગયાં હતાં. કોઇના ધીમાં–બતી ધીમાં પગલાંનો ધ્વનિ સાંભળવા એનું હૈયું ઉછળતું હતું.

હળવે હળવે સંધ્યાએ કસુંબલ રંગનું ઉત્તરીય પહેરવા માંડયું અને પ્રકૃતિ અને જગત બધું યે એના કલારંગમાં કોઇ જ્વાળા સળગાવી હોય એવું દીસવા લાગ્યું.

મેઘના ભીના ચક્ષુદલમાંથી હવે ક્વચિત જ એકાદ અશ્રુ બિન્દુ ટપકતું હતું. પંખીજનનો કલરવ ધીમે ધીમે વધવા માંડયો હતો, અને આકાશના ભવ્ય મૌનમાં બેસીને કોઇ કિન્નરી એની વીણા વગાડી રહી હોય એવું મંજુલ, માર્દવતાભરેલું સંગીત પ્રકૃતિના હૈયામાં ગુંજતું હતું.

યોગેશ બાબુની કલાને આવું રમ્ય વાતાવરણ કદી યે સાંપડયું નહોતું. જે મનોહર ચિત્રની કલ્પના આજ દિવસો થયાં એના ચિત્તમાં દોરાયેલી પડી હતી એ ચિત્ર ફલક ઉપર ઉતારવાનો આજ ધન્ય પ્રસંગ હતો. વળી એની ભાવનાસૃષ્ટિનું પ્રતિક પણ એની દ્રષ્ટિ સામે જ હતું. યશોધરાની પ્રતિધ્વનિ જેવી ઉર્લા કોઇ ધ્યાનસ્થ યોગીની જેમ ઉભી હતી, દૂર દૂર પથરાયેલા એના નયનતેજમાં એ કોઇની આતુર ઝંખના સળગાવતી.

એણે પીંછીને રંગની પ્યાલીમાં ઝબોળી. શ્વેત કેનવાસ ઉપર આમથી તેમ બેત્રણ–ત્રણચાર લીંસોટા માર્યા અને કોઇની ઝાંખી આકૃતિ સૌમ્ય જીવનનું રમ્ય પ્રતિબિમ્બ પાડતી એમાં દેખાવા લાગી. એ યશોધરા જ હતી. એણે પીંછી ધોઇ નાખી, હવે માત્ર મુખ રેખાઓ ઉપર આતુર ઉરની ભાવના રેલાવવી બાકી હતી, માત્ર

ઉર્મિલાનો મધુર સ્વર વાતાવરણમાં કવિતા જેમ ગુંજી રહ્યો, 'ઓ શ્રીકંઠ! મારા પ્રાણ! હું આવું છું.' કહી કોઈ સ્વપ્ન જેમ એ સરકીને ચાલી ગઈ. એના ઉડતા જતા પાલવનો ફરફર ધ્વનિ માત્ર ઓરડામાં પથરાઈ ગયો.

યોગેશ બાબુએ અટારીમાં આવીને દૂર દ્રષ્ટિ દોડવી. આથમતી સંધ્યાની શ્યામલ પછેડી ઓઢીને એ રસમૂર્ધનીઓ આસોપાલવની પથરાયેલી ઘટાઓ વચ્ચેથી ચાલ્યા જતા હતા. પ્રણયભાવનાથી અલંકૃત બનેલી કોઈ મધુર પગદંડીએ જાણે કવિતાનો પૂજારી ચંડિદાસ અને જીવનકલહથી વિમુકત થઈને એની ગીતઘેલી રામી નૂતન ભાવનાગ્રંથીથી જોડાવા પ્રથમ સોપાન ચડતાં હતાં.



# ૫

# પ હૃ વી

# વી

ઇન્દુબાલા જ્યારે પરણીને શ્વસુરગૃહે આવી ત્યારે કોઈ રાજરાજેશ્વરી જેવી લાગતી હતી. સુવાની અને સંસ્કારના સોહામણા સમાગમથી એ પાડોશીઓને પ્રિય થઇ પડી હતી અને એની સખીઓ તો સુમાર નહિ એટલી વધી પડી હતી. આકાશના ધૂમકેતુ જેમ તે એ આખા યે બંગલામાં મહાલતી હતી. નાની તારલીઓ જેવી લાગતી એની સખીઓ તો એના પાસે તુચ્છ લાગતી હતી; કારણ એનાં તેજ અને વ્યક્તિત્વથી એ બધાંને આંજી દેતી હતી.

વિધુબાબુના પરણિત જીવનમાં ઇન્દુબાલાનું સ્થાન અનેરૂં હતું. એક તો એ મોટી ઉમ્મરે પરણ્યા હતા અને પાછળ કોઇ નહોતું રહ્યું; એટલે સ્વાભાવિક રીતે ઇન્દુબાલાની સ્વૈર લગામમાં એમણે ગૃહનો બધો કારભાર મૂકી દીધો હતો. ઇન્દુબાલા ટુંકામાં ગૃહનો પ્રાણ હતી. જો ઇન્દુબાલા ન હોય તો એ બધું રાચરચીલું, ગોઠવી રાખેલી કલાકારીગરી અને સૌંદર્યથી લચી પડતું વાતાવરણ શુષ્ક અને પ્રાણવિહીન લાગે. જાણે આત્મા વગરનું સૂતું હાડપીંજર !

એ આખા યે ગૃહમાં એવું કોઇ જ નહોતું જે એ રાજેશ્વરીના હુકમને અપમાનિત કરે, એવું કોઇ જ નહોતું કે એની વિરુધ્ધ એક પણ પગલું ભરે.

મધ્યાહ્નમાં જ્યારે મોટી બજારમાં સોપો પડી જતો અને ગરમ

પવનની લહરીઓથી વાતાવરણ કોઇ ઉન્માદિની ચિત્તવ્યથા જેવું લાગતું ત્યારે ઇન્દુબાલા એના ગૃહકાર્યથી પરવારી નીચે વાડામાં બાંધેલી ગાય પાસે જતી અને તેને થોડુંક ઘાસ ખવાડી પછી ધીમે પગલે ઉપર આવતી અને તેના લાંબા મુલાયમ વાળ છુટા મૂકી સામેના દર્પણમાં એનું ગૌર ચમકતું મુખારવિંદ જોઇ ઉલ્લાસિત બનતી. પછી કબાટમાંથી ઉંચું સુગંધભરપૂર 'ભૂતનાથ તેલ' લઇ, વાળેવાળે એને માળીએ લાવી આપેલાં મચકુન્દનાં ફુલ ખોસી, એની વેણી ગુંથી લેતી.

ત્યારે એનું સૌંદર્ય કોઇ નવવસંતમાં પ્રવેશતી કુસુમછડી જેવું લાગતું. લાંબી સોટા જેવી દેહલતા જાણે કોઇ અદ્રશ્ય સ્વપ્નમૂર્તિનાં ગીતો સાંભળવા થનગની ઉઠતી હોય એવી જણાતી.

અને જ્યારે સંધ્યાની મંગલમય આરતીના ધ્વનિથી વાતાવરણ કોઇ અનેરી પવિત્રતાથી સંમાર્જિત થઇ જતું અને પંખીઓના કીલકીલ સંગીતથી જીવનમાં કવિતા ઉભરાઇ જતી ત્યારે ચાકર ભોલો ધીમે પગલે એના ગૃહમંદિરમાં પ્રવેશતો અને રાવકું મોઢું રાખી મોટેથી બોલતો 'ઇન્દુમાઇ!'

એની મધુરતા વેરી ધ્વનિ ચાલ્યો જતો અને ઇન્દુબાલા કોઇ ઘનઘોર વાદળઘટામાંથી નીકળતી વીજળી જેમ હાસ્ય વેરી બોલી ઉઠતી 'ભોલા! તને આટલી વાર કાં લાગી?'

જરા ખીસીયાણું મુખારવિંદ કરી, એનાં નેત્રો નમાવી, ભોલો એની રાજેશ્વરીના પગની ધૂળ માથે ચડાવતો અને ધીમે સ્વરે કહેતો, 'મોટા માણસો હંમેશાં બહુ કામકાજમાં રહે છે, મા! મારા જેવાનું સાંભળે પણ કોણ? સવારનો ગયેલો ત્યારે અત્યારે છુટકો થયો.'

'ત્યારે તું બનારસી સાડી લઇ આવ્યો ભોલા?' એક ઉલ્લાસિત સ્મિત ચમકાવી ઇન્દુબાલા પૂછતી. જવાબમાં ભોલો હકારમાં

ડોકું ધૂણાવતો.

શિશિરના કોઈ ઉગ્ર ઝંઝાવાત જેમ ઇન્દુબાલા દિવાનખાનામાં દોડી જતી અને પેલી બનારસી સાડી પાર્સલમાંથી કાઢી એની સૌંદર્યથી ઉભરાઇ જતી દેહલતા ઉપર સજી લેતી. પછી મોટેથી ચિત્કારી ઉઠતી. 'ઓ ભોલા! તારાં તે શા વખાણ કરું? કોઇ રાજ્યના દિવાનપદ માટેની બધી લાયકાત તારામાં છે ભોલા!'

અને ભોલો એક અકિંચન હાસ્ય વેરી ત્યાંથી ચાલ્યો જતો. ઇન્દુબાલા એનો પગરવ સાંભળતી, કોઇ મધુર સ્વપ્નમાં ડૂબી જતી.

*　　*　　*

ઇન્દુબાલાને ભોલા સિવાય ચાલતું નહોતું. ભોલો ઇન્દુબાલાના પગની રજ લઇ માથે ચડાવતો અને પોતાનું જીવન કૃતકૃત્ય માનતો. ઘરમાં બીજા નોકરચાકર નહોતા. એથી ભોલા ઉપર ઇન્દુબાલાનું બધું યે વ્હાલ ઢોળાઇ જતું.

એ એવો સાદો, ગરિબડો, વ્યક્તિત્વ વગરનો માણસ હતો કે ઇન્દુબાલાની મમતા એના ઉપર ઉભરાઇ જતી. એને દરેક કાર્યમાં ભોલાની સહાયની જરૂર પડતી. દરેક કાર્યમાં એની સલાહ લઇને પછી જ એ આગળ પગલું માંડતી. એથી ભોલો એક રીતે વિશ્વાસપાત્ર બની ચૂકયો હતો.

કોઇ કોઇ વાર જ્યારે ગૃહકાર્યથી નિવૃત્ત થઇ એ વેણી ગુંથી લેતી, ગાયને ઘાસ નીરી આવતી અને પછી દક્ષિણ દિશા તરફ આવેલા ઝરૂખામાં બેસી દૂર ક્ષિતિજમાં પથરાયેલી કાંચનમુખી, વાદળીઓ સાથે સખ્ય સાધવાના હેતુથી ઊંડા અવલોકનમાં ગરકાવ થઇ જતી, ત્યારે કોઇ મધુર પડઘા જેવો સ્વર વાતાવરણમાં રસના પાથરી દેતો. 'ઇન્દુમાઇ! ઓ ઇન્દુમાઇ!' ભોલો બોલતો હતો.

ઇન્દુબાલા આવી નિવૃત્તિની પળોએ કોઇ રસિક જીવન-

પ્રકરણની ચર્ચા કરવા અથવા કોઇ સામાજીક ઘટનાને પ્રાધાન્ય આપી તે ઉપર સ્વતંત્ર વિચારદર્શન ધરવાની ઊંડી રૂચી ધરાવતી હતી; એથી એ ભોલાને આવકારતી અને પોતાની પાસે પારણિયાથી થોડે દૂર એને બેસવાનું સૂચવતી. પછી પૂછતી:–

'ભોલા! તારી પલ્લવી શું કરે છે?'

પલ્લવી ભોલાની દીકરીનું નામ હતું. ઇન્દુબાલાના કહેવાથી જ એ નામ એણે પાડયું હતું અને એ નામમાં એની પલ્લવીની સાર્થકતા હતી. છોડને નવા પર્ણ બેસતાં જેમ એ અભિરામસ્વરૂપ લાગે છે તેમ આ પલ્લવીને જ્યાં હજુ દસ વર્ષ થયાં નહોતા ત્યાં તો એ કોઇ આમ્રઘટા જેમ પાંગરી હતી. એનું લાવણ્ય ગૌરીશિખર પર પૂર્ણિમાની ઉજ્જ્વલ રાત્રીએ ઉઘડતી ચંદ્રની નયનપાંદડી જેવું હતું. એના હોઠ ઉપર પ્રભાતે ઉઘડતા શેફાલી ફુલની માર્દવતા હતી. એ કોઇ અજબ છટાથી ચાલતી હતી અને એની નવરંગી ચુંદડીને છેડો પવન સાથે વીંઝાઇને કોઇ મેઘધનુષ્ય જેવો લાગતો.

કોઇ વાર ભોલાની સાથે એ ઇન્દુબાલાને ઘેર આવતી ત્યારે કેટલાં મધુર સ્મરણ ત્યાં મૂકી જતી! ઇન્દુબાલા એના ચાપલ્ય અને વાત કરવાની ઢબ ઉપર મુગ્ધ બની જતી અને કહેતી 'પલ્લવી તું મારી પાસે રહેને!'

પણ પલ્લવી ત્યાં રહી શકે એવું સંજોગો ના પાડતા હતા. ભોલાની પત્નીના મૃત્યુ પછી બધું યે ગૃહકાર્ય તેના ઉપર આવી પડયું હતું. આટલી નાની વયમાં એને મોટી ગજરમાન સ્ત્રી બનવું પડયું હતું. એ ભોલાની રસોઇ બનાવી આપતી, પાણી ભરી લાવીને આખું યે ઘર વાળી નાખતી, અને છેક સંધ્યા સમયે જ્યારે એ કપડાં ધોઇને ખીંટીએ સુકાવા નાખી દેતી, લાંબા ગુંચળાં વળી ગયેલા વાળમાં જાપાની દંતીયો ભરાવી માથું હોળી લેતી, અને પછી ઘીનો દિપક પેટાવી ભોલાની માર્ગદર્શના કરતી આતુર હૈયે

લઇને પરસાળમાં બેસતી.

ભોલો એના જ વિચારમાં ગરકાવ થઇને બેઠો હતો. એની પલ્લવી ઘીનો દિપક પેટાવી એની માર્ગદર્શના કરતી બેઠી હશે એવું ચિત્ર એના કલ્પનાચક્ષુ આગળ ખડું થયું. ઇન્દુબાલાના શબ્દોની અસર એના જડ ચિત્ત ઉપર વધુ ન થઇ.

'કહેને ભોલા, પલ્લવી વિશે તું શું વિચારો ઘડી રહયો છે?' ઇન્દુબાલા આછું સ્મિત ફરકાવી ફરી વાર એની સમાધીમાંથી ભોલાને જાગ્રત કરતી.

'કંઇ નહિ મા!' ભોલો ઇન્દુબાલા તરફ દયામણી દ્રષ્ટિ નાખી બોલતો 'મારે વિચાર કરવા જેવું કશું યે નથી.'

'કદાચ તારી પલ્લવીના લગ્નની ચિંતામાં પડયો હોઇશ ભોલા! ખરૂંને?' ઇન્દુબાલા એનું હૃદય પારખવા પ્રયત્ન કરતી.

એ શબ્દો ભોલાના ચિત્તમાં કોઇ નવીન કલ્પનાસૃષ્ટિ ઉભી કરી દેતા. અનેક સુંદર સ્વપ્નકિલ્લાઓ રચી એ રાચતો, અને પછી એના સ્વૈરલક્ષી મનોરથોની પાંખો ઉપર સ્વાર થઇ એ કોઇ અદ્‌ભુત આનંદમાં ગરકાવ થઇ જતો.

* * *

પણ આજની આપણી કલ્પનાઓ અલ્પ સમયમાં ફળસિધ્ધિ વરતી નથી, આજના આપણા મનોરથો અને સ્વપ્નકિલ્લાઓ આવતી કાલના ગર્ભમાં છૂપાયેલા છે. કોણ કહેશે કે ફરીવાર પુનઃ પાંગરવાનું એના ભાગ્યમાં કદાચ ન પણ હોય.

દિવસે દિવસે ભોલો સુકાવા લાગ્યો. શિશિરના ઝંઝાવાતથી અનેક વૃક્ષો ઉખડી પડે છે. એ ઝંઝાવાતના એક સપાટાથી ભોલાના જીવનમાં અંધકાર ભરાઇ ગયો. એના જીવનમાં જે કંઇ ઉલ્લાસમય હતું એ બધું શોકની કરૂણતામાં લપેટાઇ ગયું. જે બધું કવિતામય હતું એ બધું ભાવહીન, જડ બની ગયું. એની પલ્લવી સખત

માંદગીને બીછાને પડી હતી.

હવે એનું ચિત્ત કાર્યમાં બરોબર પરોવાતું નહિ. ઇન્દુબાલા એની નિરસતા જાણી ગઈ. એણે ભોલાને આશ્વાસન આપ્યું. એના શુષ્ક, રસ વગરના જીવનમાં પ્રાણ ભરવા એણે પ્રયત્નો કરી જોયા. એણે ભોલાને દ્રવ્યની સહાય આપી અને પલવી થોડા જ દિવસમાં ફરી વાર નવજીવન પામશે એવી આશા આપી. ખુદ એની વિક્ટોરીયા ગાડીમાં બેસી ઇન્દુબાલા પલવીને જોવા જતી. ડૉક્ટરો, નર્સો, વગેરે પાછળ એ પાણીની જેમ દ્રવ્ય ખરચી નાખતી; પણ, એક દિવસ બુઝાવા સરજાયેલો દિપક બુઝાઇ ગયો, પલવી —એની સુંદર પુત્રી, કોઇ સ્વપ્ન જેમ ભોલાના જીવનમાંથી ઉડી ગઇ.

* * *

સમયની ત્વરિત ગતીએ ઉડતી પાંખોમાં દસ વર્ષ સંકેલાઇગયાં.

ફાલ્ગુન માસ બેઠો હતો. આમ્રવૃક્ષો સુકુમાર પર્ણોથી દીપી ઉઠતાં હતાં. લીલી મંજરીઓ માતાના ખોળામાં ડોલતી બાલિકાઓ જેમ હિંચકતી હતી.

એ દસ વર્ષના ગાળામાં ઇન્દુબાલાના જીવનમાં પલટો આવી ગયો. પ્રણયસ્વપ્નમાં ઉડનારી હવે માતા બની હતી. એનું બધું યે વાત્સલ્ય અને માતૃપ્રેમ પામવાનું સૌભાગ્ય હેમાંગીનીને મળ્યું હતું.

પણ ઇન્દુબાલા કરતાં યે ભોલાનું નિર્દોષ હૃદય હેમાંગીની માટે સદા પથરાયેલું હતું. એ હૃદય ઉપર પડતાં એનાં તોફાની પગલાંથી ઉઠતા ધ્વનિમાં ભોલાનું સર્વસ્વ સમાયેલું હતું.

પાંચ વર્ષની કલીકા જેવી આ ખીલતી હેમાંગીનીને બોલો એક રમકડાં જેવો લાગતો. એ સ્વેચ્છાએ એ રમકડાંનો ઉપયોગ કરી શકતી. એના ફાટેલા કોટની પરાલ પકડી એ ઘોડાની શરત રમતી અને કેટલીક વાર ભોલાની કાંધ ઉપર ચડી એના કાન ખૂબ જોરથી હચમચાવતી.

આખો દિવસ ભોલો અને હેમાંગીની જગતની કૂટ સમસ્યાઓનો ઉકેલ કરવા પાછળ મંડી પડતાં. માનસશાસ્ત્રીઓને જે માનવ-જીવનનો કોયડો ઉકેલતાં વર્ષો લાગે એ ભોલો એક મીનીટમાં ઉકેલી દેતો.

કોઇ કોઈ વાર હેમાંગીની પૂછતી 'ભોલા! માણસોને લાંબી લાંબી મૂછો શા માટે ઉગતી હશે?'

અને ભોલો હસીને ઉત્તર આપતો 'માણસોના મોઢામાં મીઠાશ ઘણી રહે છે, એથી માખીઓ ખૂબ બેસે છે. એ ઉડાડવા પ્રભુએ આ સાવરણી આપી છે.'

અને ફરી પ્રશ્ન છૂટતો 'ભોલા! માણસો મરી શા માટે જતા હશે?'

અને ભોલો જાણે કોઇ ગહન વિચારશ્રેણીમાં ડૂબી જતો ન હોય એવું મોઢું કરી કહેતો 'એ બધા એમના સસરાને ઘેર જાય છે હેમા!'

'શું દરેક માણસને સસરાને ઘેર જવું જ પડે, ભોલા!' હેમાંગીની કંઇક ગુંચવણ અનુભવતી પૂછતી.

'હા, હા, દરેકને. કોઇ વહેલું જાય છે, કોઇ મોડું.'

આમ પ્રશ્નોત્તરી ચાલતી હોય ત્યાં ઇન્દુબાલા વચમાં વિક્ષેપ નાખવા ઉપસ્થિત થતી અને કહેતી 'એ ભોલા! આ હેમાંગીનીએ હજુ સુધી ખાધું નથી, એનું તને કંઇ ભાન છે?'

અને ભોલો તરત ઉઠીને હેમાને રસોડામાં લઇ જતો. સ્વહસ્તે જ એને ખવડાવતો, એ જ હાથે પાણી પીવડાવતો અને બધું પતી ગયા પછી એને રાજકુમાર અને પરીઓની વાર્તા કહેતો.

હેમાંગીની સ્વસ્થ ચિત્તે એ બધું સાંભળતી. એને પરીઓની વાર્તા વધુ ગમતી. કોઇ દિવસ એમની સુવર્ણરંગી પાંખોમાં

ભરાઇને લીલાં ખેતરો ને ફુલોથી ઉભરાઇ જતાં ઉપવનો, પહાડો અને ગગનચુંબિત હિમાલય જોવાની એને ઉત્કંઠા જાગ્રત થતી.

ઇન્દુબાલાને આ બધું ગમતું હતું. ભોલો હેમાંગીની પાછળ પડછાયાની જેમ ભમતો હતો એ જોઇ એને ભોલાની દયા આવતી. અનુકંપાવિવશ એનું હૃદય ભોલાના ગત સુખી જીવન ઉપર થોડી વાર મીટ માંડતું, સ્મરણચક્ષુ નજીક પલ્લવી ઉભી રહેતી. કેવી સુકુમાર અને વસંતના પરાગ જેવી સૌરભભર ! ઓહ ! અત્યારે તે ક્યાં હતી ? અને આ ભોલાના વેરાન જીવન માટે એક દુઃખભર્યો નિઃસાસો નાખી એ પરસાળમાંથી ઉઠીને ઘરમાં જતી અને ઘીનો દિપક સળગાવી પછી મોટેથી બૂમ પાડતી, 'હેમા ! હવે સૂઈ જવાનો વખત થયો છે.'

ભોલાની પાંખમાં ભરાઇને બેસી રહેતી હેમાંગીની ઉઠીને ઘરમાં ચાલી જતી. ભોલો એના મૃદુલ પગલાંના ડૂબી જતા સંગીતમાં કોઇ અનેરૂં આશ્વાસન મેળવી ત્યાંથી ઘર ભણી રવાના થતો.

બીજાં થોડાં વર્ષો એમ પસાર થઇ ગયાં અને જૂની સૃષ્ટિને નૂતન સ્વરૂપમાં મૂકતાં ગયાં, માનવજીવનને પલટો આપતાં ગયાં, એના વિકાસ અને ક્રમમાં અગત્યના ફેરફારો કરતાં ગયાં.

પંદર વસંત પછી આજ હેમાંગીની કેવી સ્વરૂપવંતી લાગતી હતી ?

કોઇને સોળમે વર્ષે યૌવન આવે છે અને હૃદયની કવિતા કોઈ છુટા પડેલા ઝરણા જેમ સ્વૈરગતીએ વહે છે, કોઇને પ્રકૃતિમાં થનગનાટ જણાય છે અને એનું હૃદય એ ચડકા અનુભવે છે. જે બધું એ નિરખે છે એમાં કોઇ અનેરી છટા અને સૌંદર્ય પથરાયેલાં જણાય છે. મુગ્ધ ભાવનાઓના નવપુષ્પિત ધામમાં એનાં પગલાં ઉપડે છે અને એ પગલે પગલે સંજીવના ધરે છે.

સૌંદર્યથી ઉભરાઇ જતી આસોપાલવની કુમળી છડી જેવી

આ હેમાંગીની હવે ગત સમયની હેમા ન હોતી રહી. એની આંખોમાં લજ્જા દબાઇને પડી હતી. એના હૃદય ઉપર, કોઈનાં પગલાં સાંભળી થડકારા ઉઠતા હતા.

જ્યારથી એણે યુવામાં પ્રવેશ કર્યો હતો, ત્યારથી ભોલો એનાથી દૂર રહેવા પ્રયત્ન કરતો. હવે એ નાનકડી સ્મિતમુખી હેમાંગીનીમાંથી લજ્જાળુ મુગ્ધા બની હતી. એના પગલે પગલે કોઈ નૂતન કવિતાની ભાવના વેરાતી હતી.

અને હેમાંગીની પણ ભોલાના સહવાસમાંથી દૂર રહેવા પ્રયત્ન કરતી. હવે એને ભોલાની પરીઓ અને રાજકુમારની વાર્તાઓમાં રસ રહ્યો નહોતો. ભોલાના ખભા ઉપર ચડી તેના કાન હચમચાવવા અથવા બે ત્રણ ધોલધપાટ કરવાનું અત્યારે તેને કોઇ કહે તો?

ઓહ્! એ વિચારે જ એ કમકમી ઉઠતી. કોઇ અકલ્પ્ય કંપારીથી એના અંગેઅંગે શીત છવાઇ જતાં, એનું મુગ્ધ ઉર ધબકારા અનુભવતું.

જ્યારે જુઓ ત્યારે એ હવે એના સુંદર શણગારેલા સૂના ઓરડામાં બેઠેલી નજરે ચઢતી. કોઇવાર એ કચલટો ગુંથીગુંથી વેણીને અલંકારથી વિભૂષિત કરવા મહુડનાં ફુલ વીણીને એમાં ખોસતી. દિવાસળીની સળી વતી કપાળમાં ઝીણી સુંદર ટીલડી કરી, દર્પણમાં એકી ટશે એનું અભિરામ ઉજ્જવલ મુખારવિંદ જોઇને છાનીછાની આનંદલહરીથી રાચતી.

ભોલો સવારસાંજ માત્ર ચા બાસ્કીટ આપવા તેના ઓરડામાં આવતો, ત્યારે તેની સાથે વાતચીત કરવાની તેને કેટલી ઇચ્છા થતી? એનું હૈયું કોઇ છાની આનંદોર્મિથી નાચી ઉઠતું. એને થતું કે એ ભોલાને પોતાની પાસે બેસાડી શકતી હોત તો? તેની પાસેથી કોઇ અવનવી રહસ્યભરેલી ઘટનાઓ સાંભળવા એ સદા

ય ઉત્કંઠિત રહેતી.

પણ ભોલો એના ચાકરધર્મને બરાબર અનુસરતો હતો. કદિ પણ એ હેમાંગીનીના ખંડમાં વધુ વાર થોભતો નહિં, કદિ પણ ઉંચી આંખે હેમાંગીનીની નિર્દોષ કૌમારથી નીતરતી રેખાઓ જોવાને એની ઇચ્છાશકિત વેગ કરતી નહિ.

અને રાત્રે જ્યારે એ ઘીનો દિપક પેટાવી એના ઉજ્જવલ પ્રકાશમાં ખંડની દિવાલો અજવાળતો હેમાંગીની પાસે એ મૂકવા આવતો ત્યારે હેમાંગીની કોઇ સ્વપ્નમાંથી જાગ્રત થતી હોય એવું અનુભવતી.

વર્ષો પહેલાનાં સંસ્મરણો એના ચક્ષુ સમીપ આવીને ઉભાં રહેતાં, દિપકના ઝાંખા પ્રકાશમાં ભોલાની પાંખમાં ભરાઇને પરીઓની અને આકાશના વૈતાલિકોની મધુર કથાઓ સાંભળતી નાની હેમા–

ઓ ! એ નાનો હેમા અત્યારે ક્યાં ચાલી ગઇ હતી ? ભોલાના અંતરને વેરાન બનાવી એ કઇ અદ્રશ્ય પગદંડીએ ઉડી ગઇ હતી ?

ત્યારે એને થતું કે એ વર્ષો પહેલાંની નાનકડી હેમા બની શકતી હોત તો ? આ યૌવન અને મધુર કલ્પનાઓ ફગાવી દઇ એ નાનકડી, ભોળાના હૃદય ઉપર મસ્તક નાખી મધુર પૌરાણિક કથાઓ સાંભળતી હેમાંગીની બની શકતી હોત તો ?

અને પછી એની માતા ઇન્દુબાલાનો ઘાંટો સંભળાતો ' હેમા ! હવે સૂઇ જવાનો વખત થયો છે. '

એ બુલંદ સ્વર જાણે અત્યારે, આ વયે, પણ કર્ણ ઉપર રણકીને ચાલ્યો જતો હોય એવું એ અનુભવી રહેતી.

પણ ભોલો દિપક મુકીને કોઇ ઘનશ્યામ વાદળાંની જેમ ચાલ્યો જતો અને હેમાંગીની એની કલ્પનાસૃષ્ટિમાંથી પાછી વળી ફરી વાસ્તવિક જગત અને તેનાં બંધનોમાં અટવાઇ જતી.

*     *     *

ભોલાના જીવનમાં કંઇ પણ ઉલ્લાસભર્યું હોય તો તે એ હેમાંગીનીનું મોઢું હતું. એને જ્યારે એ પળવાર નીરખતો ત્યારે જીવનનો બધો થાક ઓસરી જતો અને જાણે કોઇ અમૃતસીકરના છંટકાવથી એનામાં નવચેતન ઉભરાઇ જતું.

એનો લાડકવાયો શૈશવસુખી પલ્લવીના મૃત્યુ પછી એણે હેમાંગીનીમાં જ એનું સર્વસ્વ જોવા માંડ્યું હતું. હેમા જ્યારે નાની ઢીંગલી જેવડી હતી ત્યારથી અત્યાર સુધીમાં જે કંઇ પ્રેમવત્સલતા અથવા લાગણી જેવું હતું એ બધું યે એણે નિઃશંક હેમાંગીનીના ચરણકમલમાં મુકી દીધું હતું.

પણ એનું મધુર સ્વપ્ન વધુ સમય ટકી શક્યું નહિ. માઘ માસ બેસી ગયો હતો. શિશિરના શીતલ સ્પર્શથી કુંજલતાઓ ચીમળાઇને કોઇ પ્રાણવિહીન શબ જેવી પડી હતી. લીલા વાંસના વિરાટ જૂથોમાંથી હૃદય ચીરીને સોંસરવો પેસી જાય એવો કાતીલ પવન જોરથી વાતો હતો. ખેતરો બધાં ઉજ્જડ પડ્યાં હતાં. કોઇ કોઇ ઠેકાણે કમોદના ઢગલા અસ્તવ્યસ્ત દશામાં પડેલા હતા અને ખેડુતો એ બધા વેંચી નાખવાની ઉંડી વેતરણમાં પડ્યા હતા.

વિધુબાબુએ આ માસમાં હેમાંગીનીને શ્વસુરગૃહે સોંપી દેવાનું નક્કી કર્યું હતું. એણે લગ્નની કંકોત્રીઓ પણ બહાર ગામ લખી નાખી હતી અને ટુંક સમયમાં નજીકનાં સ્વજન સંબંધીઓ કીડીની હાર જેમ ઉભરાઇ જવાની વકી હતી.

અને ગૃહમાતા ઇન્દુબાલાનો આનંદ તો અંતરમાં સમાતો નહોતો. એની નાનકડી હેમા નવવિધાનના પંથે પ્રયાણ કરવાની હતી. એથી એનું હૈયું કોઇ સાગરની ઊર્મિ જેમ ઉછળતું હતું.

પણ ભોલાને આમાંનું કશું યે નહોતું. ઘરમાં જ્યારે નજીક આવતા લગ્નોત્સવનાં ગીતો ગવાતાં હતાં ત્યારે એના અંતરમાં કોઇએ સળગતી ચિનગારી મૂકી દીધી હોય એવી મૂક વેદનાથી એ

પીડાતો હતો અને તેમાં યે ગૃહમાતા ઇન્દુબાલાની ઘેલછા જોઇને ક્યારેક એ આશ્ચર્યમાં ડૂબી જતો.

બધે મીઠો કલશોર પથરાઇ ગયો હતો. લગ્નપ્રસંગને માત્ર એ જ દિવસની વાર હતી. ઇન્દુબાલાએ પાડોશની સ્ત્રીઓને ખાસ આમંત્રણ આપી જૂદી જૂદી વાનગીઓ બનાવવા પાછળ એની બધી યે શક્તિ અને બુધ્ધિનો વ્યય કરવા માંડ્યો હતો.

કોઇ કોઈ વાર એ કહેતી 'ભોલા! તને આ લગ્ન થાય એ પસંદ નથી? કહેને, તું શા માટે આમ ઉદાસ રહે છે?

ઉત્તરમાં ભોલો એના કટાક્ષને હસી કાઢતો અને ઉજ્જવલ મોઢું કરી કહેતો 'ના મા, હેમાંગીનીને શ્વસુરગૃહે વળાવવા હું બહુ આતુર છું!'

'ત્યારે ભોલા! તું આટલું કામ ન કરે?' ઇન્દુબાલા મીઠી મમતાથી બોલતી. જો આ વાસણનો ઢગલો ચોકમાં જલથી ધોઇ નાખ, પછી ઘર સાફ કરી બારીબારણા ઉપરથી ધૂળ ખંખેરી નાખ. તારો ટુવાલ પાણીમાં ભીંજવી આ બધાં ઝુમ્મર અને મોતીનાં તોરણો ઉજળાં કરી નાખ. ઓ ભોલા! તને ક્યારે આ બધી સમજણ પડશે? જો ને, ઠાકુર બાબુ જ્યારે પરણવા આવશે ત્યારે આ કીચડ અને ગંદકી જોઇ ઉલ્ટી કરશે, અને કહેશે વિધુ બાબુએ ઘરને તો ઠીક સજાવ્યું છે.'

અને ભોલો ગૃહરાણીની આજ્ઞાનુસાર કામ ઉપર લાગી જતો. એ દૂર કુવા ઉપરથી પાણીના હાંડા ખેંચી લાવી ઘરની છો ઘસી ઘસીને ઉજળી કરી નાખતો, પાટલા બરાબર હરોળમાં ગોઠવી, પછી ભીનો ટુવાલ લઇ બારીબારણા ઉપરથી ધૂળ ખંખેરી નાખતો અને ગૃહમાતાના નવા હુકમોની જાહેરાત સાંભળતાં એકચિત્ત થતો.

વ સં ત પં ચ મી ની રાત્રે જ્યારે ઠાકુરબાબુ લગભગ એકસો જેટલા જાનૈયાઓથી વીંટાઇને પરણવા આવ્યા ત્યારે મીઠી બપૈયાં

જેવી શરણાઇઓએ ગહન વાતાવરણને કોઇ સ્વર્ગની છેલ્લી ટોચે મૂકી દીધું અને તેમાં યે કોકિલકંઠી જાનડીઓના મધુર ગીતોથ કોઇ અનેરી રસના પથરાઈ ગઇ.

ભોલો કામકાજમાં એટલો ગુંચવાયો હતો કે એને ઠાકુર બાણનુ સૌભાગ્યમુખ જોવાની તક પણ ના સાંપડી. એના ચિન્તની કલ્પ નાઓ કોઇ અવનવી પગદંડીએ ઉડતી હતી.

પણ એટલું ચોક્કસ હતું કે એના મોઢા ઉપર આનંદની એક પણ રેખા ચમકતી નહોતી. દિપક હોલવાઇ ગયા પછી ધુમ્ર છાયા ગૃહમાં પથરાઇ જાય છે એમ એના જીવનમાં નિરાશા ભળત એનું કલાન્ત વદન કોઇ અકાળે કરમાઇ ગયેલા ફુલ જેવું લાગતું હતું. એની આંખોમાં કોઇ વ્યથા દબાઇને પડી હતી.

રાત્રે જ્યારે ઘીનો દિપક પેટાવી નિત્યના નિયમ મુજબ એ હેમાંગીનીના એકાંત ઓરડામાં મૂકવા ગયો ત્યારે એ ત્યાં જ થંભી ગયો.

એક મહાકાય દર્પણ સામે એની સુકુમાર દેહલતા ગોઠવી હેમાંગીની એની સરખી વયની કેટલીક સખીઓની સહાયથી વસ્ત્રા ભૂષણો સજવામાં તલ્લીન બની ગઇ હતી. એના મોઢાં ઉપર વારંવાર મધુર સ્મિત છલકાઇ જતું હતું અને જાણે કોઈ નૂતન કવિતાની ભાવનાને સ્પર્શવા એનું ઉર અધીરું બની ઉછળતું ન હોય એવો સામાન્ય ભાસ થતો હતો.

એણે નૂતન ઢબે ગૂચ્છા પાડીને એના સુંવાળા રેશમ જેવા વાળને ગુંથ્યા હતા. અને વેણીમાં મધુકનાં ફુલ ખોસી એને વધુ અલંકૃત કર્યાં હતા. અને તેના દેહને વીંટાઇને પડેલું પાનેતર જાણે ધતુરાના ફુલની પાંખડીઓથી ગુંથીને પહેરાવ્યું હોય એવું મનોહર લાગતું હતું. એ વચ્ચેથી કપાળમાં કંકુની આડ તાણેલું મધુર સૌમ્ય મુખા વિંદ જાણે કોઇ વસંતના નિર્દોષ સ્વપ્ન જેવું જ્યારે ડોકાતું હતું

ત્યારે તો કવિતા સ્વૈરગતીએ વહેતી થઇ જતી હતી.

ભોલાએ હેમાંગીનીનું મુખારવિંદ જોયું, ઓઢેલું શ્વેત પાનેતર જોયું અને એનું ચિત્ત ભ્રમિત બની ગયું એને પલ્લવી યાદ આવી. દસ વર્ષ પહેલાંની એ એની સુંદર પુત્રીનું સ્મરણ એના અંતરપટે કોતરાઇ ગયું.

બરાબર એની પલ્લવીને જ આ હેમાંગીનીનું મોઢું મળતું આવતું હતું. એ જ હસતી આંખો, સુંદર ભ્રમર, અને મોઢા ઉપર વિરાજતી સૌમ્ય, દયામય ભાવના!

એની મૃત પુત્રી અત્યારે જીવતી હોત તો? હેમાંગીની જેમ એ પણ કોઇ દહાડો જરૂર શ્વસુરગૃહે જવા આમ અલંકારો સજીને મહાકાયદર્પણ સામે ઉભી હોત. એણે આવું જ રેશમી શ્વેતરંગી પાનેતર ઓઢયું હોત. એણે આવી જ કંકુની આડ તાણી હોત. ઓહ! ઓહ; અને શું શું એણે ન કર્યું હોત?

'પલ્લવી! ઓ પલ્લવી!' ભોલાએ કોઇ ચિત્તભ્રમની જેમ મોટેથી અવાજ કર્યો. તેના હાથમાંથી ઘીનો દિપક પટકાઇને પડયો.

'એક વાર તું મારા જીવનમાંથી ચાલી ગઇ હતી. બીજી વાર જ્યારે તું મળી ત્યારે? ઓહ! ફરી વાર તું ક્યાં ચાલી? ઓ પલ્લવી!' કહી ભોલો જમીન ઉપર ફસડાઇ પડયો.

હેમાંગિની એની સખીઓ સાથે ત્યાં દોડી આવી. એણે ભોલાના ગરમ મસ્તક ઉપર હાથ મૂકયો અને મધુર સ્વરે કહ્યું, 'ભોલા! હું મારા શ્વસુરગૃહે જાઉં છું.'

પણ ભોલાની આંખો બંધ હતી. એનું હૃદય પણ લગભગ બંધ પડવા આવ્યું હતું. નાડીઓ શિથિલ બનતી ચાલી હતી. એણે મંદ સ્વરે કહ્યું 'ઓ હેમાંગીની! એ શ્વસુરગૃહે તું ન જતી, ત્યાંથી કોઇ પાછું આવતું નથી.'

અને એનો કંઠ સુકાઇ ગયો, એની જીભ વળી ગઇ, એનુ

હૃદય બંધ થયું. હેમાંગીનીએ બુલંદ સ્વરે રડવા માંડયું.

બાજુના ખંડમાંથી ઇન્દુબાલાએ સાંભળ્યું અને એ ત્યાં દોડી આવી. મૃત્યુશરણ થયેલા ભોલાને જોઇને એની આંખોમાં પણ અશ્રુબિન્દુ ગુંથાઈ ગયાં.

વિધુબાબુ ગુંચવાઇ ગયા. લગ્નની ઘડી નજીક આવતી હતી. કન્યાદાન આપવા માટે ગોરમહારાજ ઉતાવળ કરતા હતા. નીચું વદન ઢાળીને ઠાકુરબાબુ એ સ્વીકારવા બેઠા હતા.

પણ કન્યા લગ્નમંડપ નીચે આવી જ નહી અને ઠાકુરબાબુ એના જાનૈયા સાથે પાછા ચાલ્યા ગયા. ઘરના એકાંત ખૂણામાં વિધુલેખા જેમ પડી પડી હેમાંગીની રડતી હતી. અને કહેતી હતી ' મારે એ શ્વસુરગૃહે નથી જવું મા ! ભોલો કહે છે ત્યાંથી કોઇ પાછું આવતું નથી. '



# ય મુ ના

યમુનાએ એક મોટું બગાસું ખાધું અને પછી રામાયણ બંધ કર્યું. કોઇ રમણીય સ્વપ્નસૃષ્ટિમાંથી નાસરીને પુનઃ એ દુઃખ અને વ્યાધિઓથી ખરડાયેલી દુનિયામાં ઉતરી હોય એવું માનસિક દુઃખ એણે ક્ષણભર અનુભવ્યું.

એણે આંખો ચોળીને જરા ઉપર જોયું. ખાટલામાં એની સાસુ શ્યામા નિદિધ્યાસમાં પડી પડી કંઇ વિચારી રહી હતી. એ ઉભી થઇ. માથા ઉપર લટકી રહેલી એના વાળની સુંદર લટોને એણે વેણી બંધમાં ખોસી દીધી. ઉન્નત ઉરપ્રદેશ ઉપરથી સરી ગયેલી લાલ ગવનની સાડીને ફરી વાર ઠીક કરીને ઓઢી, સામે પડેલા દર્પણમાં એનું ગૌર મુખારવિંદ જોઇ, એણે આંખો ફેરવી લીધી અને શ્યામા તરફ ફરીને બોલી:

'સાસુજી, હું જાઉં છું.'

શ્યામા જાગૃતિમાં આવી. આખા ઓરડામાં સરસવના તેલનો એક દિપક કોઇ અશાંત તેજથી ઓરડાની ભીંતોને અને આ અકિંચન કુટુંબના રાચરચીલાંને સંમાર્જિત કરતો હતો.

'રામાયણ બંધ કર્યું વહુ?' શ્યામાએ યમુનાની ગૌર દેહલતા ભણી આંખો એકાગ્ર કરી પૂછ્યું.

'હા.' યમુનાએ કંઇક દુઃખભરેલા સ્વરે કહ્યું.

'ક્યાં સુધી વાંચ્યું?' શ્યામાએ વધતી જતી જીજ્ઞાસા-વૃત્તિને તાબે થતાં પૂછ્યું.

'તમે ન સાંભળ્યું સાસુજી? હું એટલા જ માટે ઊંચે સ્વરે વાંચતી હતી,' યમુનાએ કંઇક ઠપકામિશ્રિત ભાવો એના નિર્દોષ મુખારવિંદ ઉપર ચિતરીને કહ્યું.

'હું તો વહુ, વૃધ્ધાવસ્થાને આરે પહોંચેલી. ઘડીમાં આંખો મીંચાય અને ઘડીમાં ઉઘડે.' શ્યામાએ જરા હોઠ કચરીને શબ્દો ઉચ્ચાર્યા.

યમુનાએ એથી દુ:ખ અનુભવ્યું. એની સાસુને જરા પણ ઓછું લાગે એ તેને પસંદ નહોતું. એણે કહ્યું, 'ત્યારે સાંભળો.'

'હું સાંભળું છું વહુ' શ્યામા બોલી.

'રઘુકુલદિપક બોલ્યા, ત્યારે લક્ષ્મણ! તું સીતાને વનમાં મૂકી આવ, પૌરજનો એની નિંદાથી વાતાવરણ કલુષિત કરે છે. ઓ લક્ષ્મણ! એમના ઉપાલંભોથી હું એટલું દુઃખ અનુભવું છું કે જાણે સદેહે પૃથ્વિમાં ઉતરી જવાની ઇચ્છા થાય છે.'

અને લક્ષ્મણ વળતે દિવસે મનોહર રથ જોડીને સીતાને એક ગાઢ જંગલમાં મૂકી આવ્યા. સીતાને, રામની સ્મરણમૂર્તિને, કોઇ જંગલી પશુનો ક્ષુધાવ્યાધી સંતોષવા ત્યજી દીધી.'

શ્યામાની તીવ્ર દ્રષ્ટિ યમુનાના મુખ ઉપર થતાં ભાવપરિવર્તનો જોવામાં ખુંચેલી હતી. યમુના બોલતી બંધ થઇ એટલે એણે જોયું કે યમુનાની મોટી આંખોમાં બેત્રણ અશ્રુબિન્દુ ગુંથાઈ ગયાં હતાં.

'આજે તને શું થયું છે વહુ?' ખાટલામાં બેઠી થઇ શ્યામા બોલી.

'કંઈ નહિ સાસુજી' એના દીર્ઘ પક્ષ્મોમાંથી પાલવ વતી આંસુ લૂછી નાખી યમુના બોલી.

'ના, ના, તોપણ. કોઇનું સ્મરણ તને મુંઝવે છે વહુ!' શ્યામા ધીમા શબ્દે બોલી.

ફરી વાર યમુનાની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં. રૂંધાતા કંઠે એ બોલી, 'ઓ સાસુજી! મને એમનું જ સ્મરણ થાય છે—એમનું જ, મારા સૌભાગ્યનાથનું.' એટલું બોલીને એ ખાટલાની પંગત ઉપર પછડાઇ પડી અને શ્યામાએ ઓઢેલી ચાદરને ઉન્હા અશ્રુજલથી ભીંજાવવા લાગી.

શ્યામા પણ એના પુત્રસ્મરણથી રડવા જેવી બની ગઇ. એણે ઓઢેલી ચાદર દૂર કરી આંખોમાં બેત્રણ ગુંથાઇ ગએલા અશ્રુ-બિન્દુને આંગળીઓ વતી લૂછી નાખ્યાં. હૃદય મક્કમ કરી એ બોલીઃ

'વહુ, આમ તું વારંવાર રડીશ તો મને કઇ રીતે આશ્વાસન આપી શકીશ ?'

'ઓ સાસુજી ! મને તો એ પત્ર પણ લખતા નથી.' હજુ એ જ સ્થિતિમાં રડતી રડતી યમુનાએ કહ્યું.

'અને મને કયે દહાડે લખે છે ?' શ્યામા ગરિબડા સ્વરે બોલી.

'આજ પાંચ પાંચ વર્ષ થયાં સાસુજી ! પાંચ પાંચ વર્ષ થયાં હું એમનું સ્મરણ કરું છું અને આજે જ્યારે રામાયણ વાંચવા બેઠી અને પેલી સીતા —'

'હા, હા, એ સીતાને ત્યજીને, એકલી નિરાધાર સ્થિતિમાં મુકીને લક્ષ્મણ પત્થર જેવું હ્રદય લઇને ચાલ્યો ગયો, ત્યારે હું રડી પડી. સાસુજી, મને મારી સ્થિતિ એ સીતા જેવી લાગી.

હું પણ સીતા જેમ જ ત્યજાયેલી અને મારો રામ !'

'તને તારો રામ મળશે, યમુના !' શ્યામા દુઃખિત કંઠે બોલી.

'મારી શ્રધ્ધા ઓસરી જાય છે સાસુજી ! આજ પાંચ પાંચ વર્ષ થયાં એણે મને સંભારી પણ નથી. ના, ના, એ નહિ આવે. સીતાને કેદી મળ્યો હતો એનો રામ ?' યમુના બોલી રહી. એ ફરી વાર ઉભી થઇ, એણે સરસવનો દિપક એના કોમળ હાથમાં લઇ લીધો.

'ક્યાં ચાલી વહુ ? શ્યામાએ એની વહુના પ્રફુલ્લ યૌવન ભણી દ્રષ્ટિ એકાગ્ર કરતાં પૂછ્યું.

'આજ તો બહાર ઓશરીમાં જ સુઇશ, સાસુજી. આજે શરદ પૂર્ણિમા છે અને ચંદ્રના ઉજ્જવલ પ્રકાશથી પ્રકૃતિ ધવલસ્વરૂપા બની છે.'

'જા ત્યારે' શ્યામા કંઈક કચવાતી બોલી. 'પણ દ્વાર જરા સંભાળીને વાસજે.'

આ નાનકડું ગૃહ બે ભાગમાં વ્હેંચાયેલું હતું. એક ઓરડો અને બીજી ઓશરી. ઓશરીને વાંસની જાડી જાળીથી બાંધી લેવામાં આવી હતી અને તેમાં એક ખપાટનું દ્વાર પણ મૂકવામાં આવ્યું હતું.

યમુનાએ ઓશરીમાં આવીને દિપક બાજુના ગોખમાં મૂકી દીધો, એટલે શ્યામાએ ઉઠીને એના ઓરડાનું દ્વાર બંધ કરી લીધું.

યમુનાએ એનો ખાટલો ઢાળ્યો અને ઉપર ગોદડું પાથર્યું. ફુંક મારી એણે દિપક હોલવી નાખ્યો અને જઈને ઓશરીનું દ્વાર વાસી આવી. પછી સ્વસ્થ થઈને એ પથારીમાં પડી.

પણ નિદ્રાદેવીએ એના ઉપર કૃપા કરી નહિ. કોઈ દર્ભશૃંગ જેમ પથારી એને ખૂંચતી હતી. ઓશીકા ઉપર એનું સુંદર મસ્તક ઢાળીને એ પડી પડી કોઈ કલ્પનાસૃષ્ટિમાં સરી ગઈ. બહારનો વિશાળ ચોક ચાંદનીના રૂપેરી પ્રકાશથી લીંપાઈ ગયો હતો. એક કદમ્બનું વૃક્ષ જાણે એ અમૃતપ્રસાદથી પાંગરીને ઉભું હતું અને તેના ઉલ્લાસિત અંતરની ઊર્મિઓ જેવી ડાળીઓ ઉપર કદમ્બપુલો સુંદર સ્મિત ઉરાડતાં હસતાં હતાં, પણ યમુનાને એ જોવું ગમ્યું નહિ. પથારીમાં પડયાં પડયાં એ અનેક વિચારો કરવામાં ગુંથાઈ ગઈ.

આજથી દસ વર્ષ પહેલાંની ઉલ્લાસમૂર્તિ યમુના બનવાનું અત્યારે એને મન થયું. લગ્નગ્રંથીથી જોડાઈ એ પ્રથમ જ સાસરે આવી હતી ત્યારે એ કેટલી આનંદી અને સ્વચ્છંદી હતી ? જાણે કોઈ વિહારી કવિની સ્વૈરમાર્ગે દોડતી કવિતા !

કોઈ રાજેશ્વરી જેમ એ પોતાના નાના અકિંચન ગૃહરાજ્યમાં મહાલતી હતી. એનો સ્વામી રામમોહન પણ એને જોઈને પાગલ

એ જ્યારે દસ દિવસ કામ કરવા એમને ઘેર ગઇ ત્યારે એમની સહૃદયતા અને લાગણીથી એ પ્રસન્ન બની ગઇ.

પણ સ્ત્રીઓની નજરમાં ઝેર અને શંકા બન્નેનું મિશ્રણ હોય છે. મુખ્યત્વે પડોશની સ્ત્રીઓમાં આ પ્રકાર વિશેષ હોય છે.

દસ દિવસ પછી જ્યારે એ પાછી સ્વગૃહે આવી ત્યારે એની સાસુ શ્યામા કોઈની ખોટી ભંભેરણીથી ઉશ્કેરાઇ ગયેલી એને લાગી. જાણે એની પુત્રવધુ માટે મરી ફીટનારી, એને જોઇ આનંદથી રાચનારી, એ શ્યામા જ ન હોય. કોઇ પાષાણ હૃદયની માનવતાથી પર એવી કોઇ પ્રતિમા !

એક દિવસ એના રામમોહનને પણ કલંકિત યમુનાની કથની એણે સંભળાવી.

'મા, પણ તમને કોણે કહ્યું કે યમુના સતીશ બાબુને હૃદયમાં ધારણ કરીને બેઠી છે ?' રામમોહને છેવટમાં પૂછ્યું.

'આખું ગામ કહે છે.' શ્યામાએ ટૂંકામાં પતાવ્યું.

'પણ આપણે નજરે ન જોઇએ ત્યાં સુધી સાચું કેમ મનાય ?'

'તને એ નહિ સમજાય રામ! પરાયા ઘરમાં કોઇ યુવાન સ્ત્રી યુવાન પુરૂષ સાથે રહે તો આખરે આવું જ પરિણામ આવે. શાસ્ત્રો અને નીતિજ્ઞો પણ આવું જ કહે છે.'

'ઓ મા ! તમે ચૂપ રહેશો ?' મોટેથી ચીત્કારી રામમોહન બોલ્યો. 'સતીશબાબુ માટે તમે આવો વિચાર સરખો યે કરો એ મને પસંદ નથી.'

'તને પસંદ નથી ? ના, ના, તને ક્યાંથી પસંદ હોય ?' ઉગ્ર ચંડિકાનું સ્વરૂપ ધારણ કરી શ્યામા બોલી 'તારી સ્ત્રી કુલ્ટા, વ્યભિચારિણી, વિપથગામિની છે. ઓહ્ ! ઓહ્ !' કહી એ બહાર

ચાલી ગઇ.

યમુનાએ એ બધું સાંભળ્યું હતું. એના હૃદય ઉપર જાણે કોઇએ વજ્રશીલા જોરથી પછાડી હોય એવી વેદના ત્યારે એને થઇ હતી.

ઘરમાં નિત્ય કંકાસ ચાલતો હતો. થોડા દિવસ પછી રામમોહન—એનો સૌભાગ્યનાથ આખા ઘરને ત્યજી ક્યાંક ચાલ્યો ગયો. સીતાને વનમાં મૂકી જાણે એનો રામ ચાલ્યો ગયો ન હોય એટલું દુઃખ યમુનાને લાગ્યું.

*　　*　　*

'ઓ યમુના! હતભાગિની! ક્યાં સુધી તારા રામની માર્ગદર્શના કરતી, એ આવશે એવી શ્રધ્ધામાં બેઠી બેઠી, એનું સ્મરણ કર્યા કરીશ?' કહી યમુનાએ જોરથી એના કપાળ ઉપર હાથ પછાડયો.

એના આખા શરીરે પરસેવો વળતો હતો. કોઇ અજ્ઞાત કંપથી એનું અંગ ધ્રુજતું હતું. જાણે એનું અંતર ચીરી કોઇ વેદના પ્રવાહરૂપે વહી જવા આગળ ધસતી હતી.

એણે બહાર દ્રષ્ટિ દોડાવી. વાતાવરણ કેટલું શાંત, કેટલું કોમળ હતું? રૂપેરી રસથી પૃથ્વિ રંગાયેલી હતી. પથારીમાંથી ઉઠીને એ ઉભી થઇ. સ્વપ્નઘેરી નિદ્રામાં માનવીઓ ચાલે છે એમ એ આગળ વધી. ખપાટનું દ્વાર એણે ઉઘાડી નાખ્યું, અને બહાર ચાલી ગઇ—દૂર, દૂર, પથરાયેલી વૃક્ષરાજીમાં.

અંદરના ખંડમાં એની સાસુ શ્યામાએ એ અવાજ સાંભળ્યો. આંખો ચોળીને એ ઉભી થઇ. એણે ઓરડાનું દ્વાર ઉઘાડયું અને ઓશરીમાં ધીમા—અતી ધીમા પગલે આવી. યમુનાની પથારી સૂની પડી હતી, આત્મા વહી ગયા પછીના હાડપીંજર જેવી.

'યમુના! ઓ યમુના!' સ્વર લંબાવીને એણે ઉંચેથી કહ્યું,

પણ કોઇએ એનો અવાજ સાંભળ્યો નહિ. એના શબ્દઘોષનો પ્રતિધ્વનિ ફરી વાર આવી એના કાનમાં અથડાયો.

ખપાટનું દ્વાર ઉઘાડેલું પડયું હતું. પથારી સૂની પડી હતી. પાણીઆરૂં એક ખુણામાં પડયું પડયું કોઇ ધ્યાનરત યોગીની મુદ્રા ધારણ કરી અવાક્ જેવું લાગતું ઉંઘતું હતું.

એણે બહાર દ્રષ્ટિ ફેંકી. ચાંદનીથી લીંપાયેલો પ્રકૃતિનો અમૃતચોક જાણે સૂના જીવન ઢંઢોળતો હતો. સરસ કવિતામય વાતાવરણ ! આકાશમાં ઉજ્જવલ પૂર્ણિમાએ મધુર રાગિનીએ કોઇ અશાંત હૃદયને શીતલ કરે એવું સંગીત પ્રગટાવ્યું હતું.

દૂર, દૂર; જ્યાં પારસપીપળાનાં અનેક વૃક્ષો એક બીજાને અઢેલીને ઉભાં હતાં, ત્યાં એક થડને અઢેલીને મૂળ પાસે એની પુત્રવધુ યમુના બેઠી હતી.

એની બાજુમાં કોઇ પુરૂષ ઉભો હતો. ગળે વીંટાળેલી કાશ્મીરી શાલ અને લાંબા ઝબ્બા ઉપરથી શ્યામાએ એને તરત જ પીછાની લીધો.

'સતીશબાબુ' એ મનમાં બબડી અને ખપાટના દ્વારને અઢેલીને કોઇ ન જુએ એમ સંતાઇને યમુનાની પ્રેમચેષ્ટા નીરખવા લાગી.

* • *

ઘરમાંથી બહાર નીકળી યમુના આ પારસપીપળા નીચે આવીને બેઠી. એનું હૃદય કંઇક સાંત્વન પામ્યું. એવામાં દૂરથી એણે કોઇ આકૃતિ સમીપમાં આવતી જોઇ. એ સતીશબાબુ હતા.

'સતીશબાબુ !' યમુનાએ પુરૂષને નજીક આવેલો જોઇ સંબોધન કર્યું. 'તમે અહીં કયાંથી ?'

યમુનાને જોઇ સતીશબાબુ આનંદમાં આવી ગયા. કોઇ છૂપા અકથ્ય આનંદની લહરી એના મોઢાં ઉપરથી ફરી ગઇ. 'યમુના

બહેન ! આજની પૂર્ણિમા જેણે ધરાઇને નહિ જોઇ હોય એનું આયુષ્ય એળે ગયું સમજવું.'

'એવું શું છે આજની પૂર્ણિમામાં ?' યમુનાએ સોત્કંઠિત બની પૂછ્યું.

'આજે જે એનાં દર્શન કરી પાવન થશે, એના મનોરથો ફળશે. એનાં સ્વપ્નો સિધ્ધિમાં પરિવર્તન પામશે.'

'ઓ સતીશબાબુ ! હું યે એવી સ્વપ્ન શિલ્પિ છું. મારે પણ એવા મનોરથો છે. આશાની પગદંડીએ ચડી હું મારા રામનું માર્ગદર્શન કરૂં છું.'

'ત્યારે તમારા મનોરથો ફળશે. સ્વપ્નશિલ્પિ મટી તમે ખૂદ કોઇની જીવનકલા બની જશો. તમારો રામ તમને મળશે જ, યમુના બહેન !' સતીશબાબુનો કોમલ સ્વર યમુનાના અંતરમાં પ્રવેશી ગયો.

પણ બીજી જ ક્ષણે યમુનાએ નિરાશા અનુભવી. શબ્દો દ્વારા એ ટપકી રહી. 'ઓ સતીશબાબુ ! મારી આશાના પંથ અંધકારથી ઢંકાઇ જાય છે. મારા સ્વપ્નાંની ખાક બની જાય છે. મને કંઇ એ સૂઝ નથી પડતી. મને મારો રામ નહિ જ મળે એમ મારૂં અંતર કહે છે.'

'તમારો રામ અહીં જ છે.' સતીશબાબુ સસ્મિત બોલ્યા. 'હું એને જોઇ શકું છું. એનો સ્વર સાંભળી શકું છું.'

'ક્યાં છે એ મારા સૌભાગ્યનાથ ?' ઊંડી જ્વાળાથી સળગતી યમુના બોલી.

'તમારી આંખોમાં યમુના બહેન ! એ મધુરૂં સ્મિત કરે છે. તમારા અંતરમાં એનો શ્રધ્ધાબોલ હું સાંભળું છું' સતીશબાબુ બોલતા હતા. યમુનાની આંખો એના શબ્દોથી ભીની થતી જતી હતી.

શ્રાવણની અંધારી રાત્રિએ જાણે વર્ષાની, કોઇ અમૃતબિન્દુ ભરી વાદળી ટપકતી હતી.

'ઓ સતીશબાબુ ! ઓ સતીશબાબુ !' રૂદનભરેલા સ્વરે યમુનાએ કહ્યું. 'હું એનું સ્વરૂપ નિહાળું છું મારા હૃદયમાં, પણ એની પ્રતિમા પામી શકતી નથી. એ મારા સામે મધુર સ્મિત કરે છે ત્યારે મારો પ્રાણ ચેતનથી થનગની ઉઠે છે. હું એ રસમૂર્તિને પકડવા આગળ ધસું છું અને કોઇ અદ્રશ્ય જગતની અજ્ઞાત પગદંડીએ એ ચાલ્યા જાય છે.'

'પણ હું એને અદ્રશ્ય જગતમાંથી ઉઠાવી લાવી, આ પ્રાણ અને પ્રેરણાથી ઉછળતી વાસ્તવિકતામાં મૂકી દઇશ. હું એને લેવા જ જાઉં છું.' સતીશબાબુ હર્ષાવેગથી બોલ્યા.

'ક્યાં ?' સહજ ઝીણી આંખોએ સતીશબાબુને પી જતી યમુનાએ પૂછ્યું.

'સ્ટેશને.'

'એ આવે છે ? એના કંઇ સમાચાર છે ?' ઉલ્લાસથી ઉછળી પડતી યમુનાએ ઉપરાસાપરી સવાલો પૂછવા માંડયા.

'આજની સવારની મેઇલમાં એ અહીં આવી પહોંચશે. એનો તાર છે. હું એમને લેવા જ જાઉં છું' સતીશબાબુ એવી જ કારૂણ્યની તરતી દ્રષ્ટિ યમુના તરફ ફેંકીને બોલ્યા.

'ઓ સતીશબાબુ ! હું તમારો કેટલો આભાર માનું ?' ગદ્‌ગદિત થઇ જતી યમુના બોલી, અને સતીશબાબુના ચરણની રજ લઇ મસ્તકે ચડાવી.

'મારા ખંડિત થયેલા સંસારસ્વપ્નને ફરી વાર તમે પ્રણયની શૃંખલાથી સાંધ્યું છે. મારા જીવનગીતમાં પ્રાણ સીંચી તમે એને ફરી વાર ધ્વનિત કર્યું છે.'

પણ સતીશબાબુ એવું એવું સાંભળવા વધુ વાર રોકાઇ શક્યા નહિ. પવનની ગતીએ એમણે સ્ટેશનનો લાંબો માર્ગ પકડયો.

*   *   *

ખપાટના દ્વારને અઢેલીને ઉભેલી શ્યામાએ આ બધું જોયું. યમુના કેવી છટાથી સતીશબાબુ સાથે પ્રેમાલાપ કરી રહી હતી એ એણે જોયું હતું. એ એના ચરણની રજ લઇ મસ્તકે ચડાવતી હતી અને કહેતી હતી, ' ઓ બાબુજી, તમારા પ્રણયની મને સહભાગિની બનાવી એથી હું મારું જીવન ધન્ય માનું છું.'

' ઓ કુલ્ટા ! વ્યભિચારિણી ! કલંકિની યમુના ! મારી આંખો સામે સતીશબાબુનો પ્રેમ અંગીકાર કરતાં તું જરા પણ લજ્જાવશ ન થઇ ?

અને તું મારી પાસે બેસી રામાયણ વાંચે છે, ગીતાપાઠ કરે છે, પવિત્રતાની ઉચ્ચ ભાવનાથી જીવન રંગી દેવાની આ તારી મનોકામના ! ઓહ્ ! ઓહ્ ! આ બધું અસત્ય છે. ' ક્રોધમાં બબડતી બબડતી શ્યામા એના ખંડમાં ચાલી ગઇ, પણ એને નિદ્રા આવી નહિ. યમુનાનો પદધ્વનિ સાંભળવા ઉત્સુકચિત્ત બનીને એ પથારીમાં પડી હતી.

યમુનાએ ફરી વાર જ્યારે ગૃહપ્રવેશ કર્યો ત્યારે લગભગ ચાર વાગવા આવ્યા હતા. રાત્રિના છેલ્લા પ્રહરની ભયાનક, મીઠી શાંતિમાં ગામજનતા પોઢી ગઇ હતી. કોઇ કોઇ ઘરમાંથી ઘંટીનો મંજુલ સ્વર બહારના શાંત વાતાવરણને સંગીતથી રંગી દેતો હતો.

જ્યારે એ પથારીમાં પડી ત્યારે કોઇ ગાઢ નિદ્રાના આસ્લેષ નીચે દબાઇ ગઇ. સંતોષની પ્રફુલ્લ રેખાઓ એના મોં પર અંકિત થયેલી હતી. વર્ષોની ઝંખના, માર્ગદર્શના પછીનું એનું પ્રેમસ્વપ્ન સિધ્ધિ વરતું હતું.

શ્રાવણની અંધારી રાત્રિએ જાણે વર્ષાની, કોઈ અમૃતબિન્દુ ભરી વાદળી ટપકતી હતી.

'ઓ સતીશબાબુ ! ઓ સતીશબાબુ !' રૂદનભરેલા સ્વરે યમુનાએ કહ્યું. 'હું એનું સ્વરૂપ નિહાળું છું મારા હૃદયમાં, પણ એની પ્રતિમા પામી શકતી નથી. એ મારા સામે મધુર સ્મિત કરે છે ત્યારે મારો પ્રાણ ચેતનથી થનગની ઉઠે છે. હું એ રસમૂર્તિને પકડવા આગળ ધસું છું અને કોઈ અદ્રષ્ય જગતની અજ્ઞાત પગદંડીએ એ ચાલ્યા જાય છે.'

'પણ હું એને અદ્રષ્ય જગતમાંથી ઉઠાવી લાવી, આ પ્રાણ અને પ્રેરણાથી ઉછળતી વાસ્તવિકતામાં મૂકી દઈશ. હું એને લેવા જ જાઉં છું.' સતીશબાબુ હર્ષાવેગથી બોલ્યા.

'ક્યાં ?' સહજ ઝીણી આંખોએ સતીશબાબુને પી જતી યમુનાએ પૃછ્યું.

'સ્ટેશને.'

'એ આવે છે ? એના કંઈ સમાચાર છે ?' ઉલ્લાસથી ઉછળી પડતી યમુનાએ ઉપરાસાપરી સવાલો પૂછવા માંડયા.

'આજની સવારની મેઈલમાં એ અહીં આવી પહોંચશે. એનો તાર છે. હું એમને લેવા જ જાઉં છું' સતીશબાબુ એવી જ કારૂણ્યની તરતી દ્રષ્ટિ યમુના તરફ ફેંકીને બોલ્યા.

'ઓ સતીશબાબુ ! હું તમારો કેટલો આભાર માનું ?' ગદ્દગદિત થઈ જતી યમુના બોલી, અને સતીશબાબુના ચરણની રજ લઈ મસ્તકે ચડાવી.

'મારા ખંડિત થયેલા સંસારસ્વપ્નને ફરી વાર તમે પ્રણયની શૃંખલાથી સાંધ્યું છે. મારા જીવનગીતમાં પ્રાણ સીંચી તમે એને ફરી વાર ધ્વનિત કર્યું છે.'

પણ સતીશબાબુ એવું એવું સાંભળવા વધુ વાર રોકાઇ શક્યા નહિ. પવનની ગતીએ એમણે સ્ટેશનનો લાંબો માર્ગ પકડયો.

* * *

ખપાટના દ્વારને અઢેલીને ઉભેલી શ્યામાએ આ બધું જોયું. યમુના કેવી છટાથી સતીશબાબુ સાથે પ્રેમાલાપ કરી રહી હતી એ એણે જોયું હતું. એ એના ચરણની રજ લઇ મસ્તકે ચડાવતી હતી અને કહેતી હતી, ' ઓ બાબુજી, તમારા પ્રણયની મને સહભાગિની બનાવી એથી હું મારૂં જીવન ધન્ય માનું છું.'

' ઓ કુલ્ટા ! વ્યભિચારિણી ! કલંકિની યમુના ! મારી આંખો સામે સતીશબાબુનો પ્રેમ અંગીકાર કરતાં તું જરા પણ લજ્જાવશ ન થઇ ?

અને તું મારી પાસે બેસી રામાયણ વાંચે છે, ગીતાપાઠ કરે છે, પવિત્રતાની ઉચ્ચ ભાવનાથી જીવન રંગી દેવાની આ તારી મનોકામના ! ઓહ ! ઓહ ! આ બધું અસહ્ય છે. ' ક્રોધમાં બબડતી બબડતી શ્યામા એના ખંડમાં ચાલી ગઇ, પણ એને નિદ્રા આવી નહિ. યમુનાનો પદધ્વનિ સાંભળવા ઉત્સુકચિત્ત બનીને એ પથારીમાં પડી હતી.

યમુનાએ ફરી વાર જ્યારે ગૃહપ્રવેશ કર્યો ત્યારે લગભગ ચાર વાગવા આવ્યા હતા. રાત્રિના છેલ્લા પ્રહરની ભયાનક, મીઠી શાંતિમાં ગામજનતા પોઢી ગઇ હતી. કોઇ કોઇ ઘરમાંથી ઘંટીનો મંજુલ સ્વર બહારના શાંત વાતાવરણને સંગીતથી રંગી દેતો હતો.

જ્યારે એ પથારીમાં પડી ત્યારે કોઇ ગાઢ નિદ્રાના આશ્લેષ નીચે દબાઇ ગઇ. સંતોષની પ્રફુલ્લ રેખાઓ એના મોં પર અંકિત થયેલી હતી. વર્ષોની ઝંખના, માર્ગદર્શના પછીનું એનું પ્રેમસ્વપ્ન સિધ્ધિ વરતું હતું.

ચંડિકા પછી એની સાસુ પથારીમાંથી ઉભી થઇ. એણે શ્યામ વસ્ત્ર મોઢા ઉપર નાખી લીધું. ચંડિકાની કોઇ ઉગ્ર મૂર્તિ જેવી અત્યારે એ જણાતી હતી. એના હૃદયમાં કોઇ પ્રચંડ જ્વાળા સળગતી હતી. વૈરની કોઇ યુગભૂખી તૃષ્ણાથી એના હાથ કોઇને એ જ્વાળામાં હોમી દેવા ચળવળતા હતા.

હળવેથી બારણું ઉઘાડી એ યમુનાના ખાટલા પાસે આવી. કેવી શાંતિથી, આનંદથી, સંતોષથી એ ઉંઘતી હતી! નિર્દોષિતાની મૂર્તિ! વસંતના ગીત જેવી મનોહર અને સુંદર! કોઇ કવિની ભાવનામૂર્તિ થવાને યોગ્ય!

પણ શ્યામાએ કંઇ જ વિચાર્યું નહિ. એ સૌંદર્ય પાછળ કોઇ હલાહલથી ભરેલી નાગણી છુપાયેલી એને લાગી. એ કવિની ભાવના-મૂર્તિ પાછળ એને કોઇ વાસનાની મૂર્તિ સંતાયેલી લાગી.

'વેશ્યા! અભાગિની!' દાંત કચકચાવતી એ બળપૂર્વક યમુનાને બાઝી. એના ગળા ઉપર તેના બેઉ હાથના પંજા પ્રચંડ વેગથી ભીંસાઇ ગયા.

યમુના જાગી ગઇ, એની સાસુને યમદૂતના રૂપમાં એણે ઉભેલી જોઇ. એની આંખોમાં કોઇ જ્વાળા સળગતી હતી. યમુના એને ઓળખી ગઇ. કોઇ ચંડિકા એનો જીવ લેવા આવી હતી.

'સાસુજી, તમે...' બોલી શકાતું ન હોવા છતાં મહા પ્રયત્ને એ બોલી.

'હા, હા, ચાંડાલી!' શ્યામા ઉગ્ર રૂપ ધારણ કરીને બોલતી હતી. 'તારા સતીશબાબુ તારી રાહ જોઇ ઉભા છે. એ તને મીઠા, લાગણીભર્યા સ્વરે કહે છે, 'ઓ યમુના! તું શા માટે મારા ગૃહની રાણી બનીને રહેતી નથી? શા માટે તારા પ્રકાશથી મારૂં ઘર અજવાળતી નથી?'

'ઓ સાસુજી ! ઓ સતીશબાબુ !' એટલા જ છેલ્લા શબ્દો એ ઉચ્ચારી શકી. બીજી પળે શ્યામાની ભીંસ વધુ મજબુત બની ગઇ. યમુનાની આંખો બહાર નીકળી ગઈ. જીભમાંથી ફીણના ગોટા બહાર ઉભરાવા લાગ્યા.

જીવન અને મૃત્યુ વચ્ચે થોડી વાર દ્વંદ્વ થયું અને પછી એનો જીવનદિપક હોલવાઇ ગયો. કાળી ધુમ્મસ જેવી છાયાથી એનું મોઢું ઢંકાઇ ગયું.

સંતોષની આછી આનંદલહરીથી પ્રસન્ન બનતી શ્યામા ત્યાંથી ત્વરિત ગતીએ પોતાના ખંડમાં ચાલી ગઇ.

* * *

સવાર ઉઘડતું હતું. શ્યામા આળસ મરડી પથારીમાં બેઠી થઈ. મોઢામાં દાતણ ઘાલી એણે યમુનાની પથારી ઘરમાં ફેરવી નાખી. એના મૃત્યુ શરણે થયેલા દેહ ઉપર એક ગંદુ ગોદડું નાખી એને ઢાંકી રાખ્યો.

ખપાટનું દ્વાર ઉઘાડી એણે દૂર દ્રષ્ટિ દોડાવી. ઝાંખા અજ-વાળામાં ધુમ્મસનું વાદળ હિંચકતું હતું. ગોધનની કતારો એક પછી એક ગામઝાંપેથી બહાર નીકળતી હતી. ખેડુતો બળદીયા જોડી હળને લઇ ધીમે ધીમે પ્રભાતીયાં ગાતા સીમ ભણી માર્ગ કરતા હતા.

ત્યાં એણે દૂરથી આવતા બે માણસો જોયા. આશ્ચર્યમાં એ ગરકાવ થઇ ગઇ. એના હૃદય ઉપર જાણે કોઇ મહાન વજન આવીને પડ્યું ન હોય એવી વેદના એણે અનુભવી.

બેઉ માનવીઓ એના ખપાટના ગૃહદ્વાર પાસે આવીને અટ-કયા. શ્યામાએ તરત જ એમને ઓળખી લીધા.

'રામમોહન !' એણે પ્રેમથી ઉભરાઈ જતા સ્વરે પુત્રને બોલાવ્યો.

'હા મા ! ફરી વાર હું આવ્યો છું તમારા ચરણે.' યુવાન રામમોહને એની માની ચરણરજ લઇ માથે ચડાવી.

શ્યામા બન્નેને ઘરમાં લઈ ગઈ.

'યમુના ક્યાં ?' સોત્કંઠિત બની રામમોહને પૂછ્યું.

'યમુના ? હા, હા, એ હજુ સુધી સૂતી છે. તું એને જગાડ રામ ! હું હમણાં આવું છું' કહી શ્યામા બહાર ચાલી ગઇ.

રામમોહન અને સતીશબાબુ યમુનાની પથારી પાસે ગયા. મોઢા ઉપરથી ગોદડું દૂર કરી રામમોહને એની પત્નીનું હળવું ફુલ જેવું મસ્તક હાથમાં લીધું અને આંખો ચૂમીને કહ્યું:

'ઓ યમુના ! તારી આંખો ઉઘાડ. જો, જો, ભગવતી ઉષાદેવી, કંકુરંગી પુષ્પમાલાઓ તારા કંઠમાં નાખવા આવ્યાં છે. મધુર સ્વરગીતોથી પંખીઓએ પ્રકૃતિનું હૈયું ભરી દીધું છે.

ઓ યમુના ! ઉઠ, ઉભી થા, હું તને અહીંથી લઇ જવા આવ્યો છું.

આ શુષ્ક જગતથી દૂર એવી કોઇ સુંદર વાટિકામાં હું તને ઉપાડી જવા આવ્યો છું. ત્યાં સનાતન યૌવન છે, પ્રેમ છે અને ભાવનાની સુગંધથી જીવન પરિમલ ઝીલે છે.

ઓ યમુના ! ચાલ, ત્યાં આપણે આપણું સ્વર્ગ સરજીશું. કોઇ સજીવન પ્રેરણાથી અંતર ભરી દઇશું' કહી એણે યમુનાના શીતલ કપોલ ઉપર હાથ મૂક્યો.

પણ યમુના ફરી વાર જાગી નહિ. એના એક પણ અંગમાં ફરી વાર ચેતન સળવળ્યું નહિ. કાષ્ટના કોઈ બળી ગયેલા ટુકડા જેમ એ પડી રહી.

'ઓ યમુના ! ઓ યમુના !' રૂદનઘેરા સ્વરથી દિશાઓ પીગળાવતો રામમોહન બોલતો હતો.

' મારા ખંડિત જીવનને તારા પ્રેમપીયૂષથી સાંધીદે, તારા પુનિત પ્રવાહથી મારો જીવનપંથ ઉજળો કરી દે, મારા પ્રાણ !

છતાં યમુના બોલી નહિ.

રડતા રડતા સતીશબાબુ કહેતા હતા ' સીતા એના રામને ફરી મળી શકી નહિ. ઓ પ્રભુ ! '



'હા મા ! ફરી વાર હું આવ્યો છું તમારા ચરણે.' યુવાન રામમોહને એની માની ચરણરજ લઇ માથે ચડાવી.

શ્યામા બન્નેને ઘરમાં લઈ ગઈ.

'યમુના ક્યાં ?' સોત્કંઠિત બની રામમોહને પૂછ્યું.

'યમુના ? હા, હા, એ હજુ સુધી સુતી છે. તું એને જગાડ રામ ! હું હમણાં આવું છું' કહી શ્યામા બહાર ચાલી ગઇ.

રામમોહન અને સતીશબાબુ યમુનાની પથારી પાસે ગયા. મોઢા ઉપરથી ગોદડું દૂર કરી રામમોહને એની પત્નીનું હળવું ફુલ જેવું મસ્તક હાથમાં લીધું અને આંખો ચૂમીને કહ્યું:

'ઓ યમુના ! તારી આંખો ઉઘાડ. જો, જો, ભગવતી ઉષાદેવી, કંકુરંગી પુષ્પમાલાઓ તારા કંઠમાં નાખવા આવ્યાં છે. મધુર સ્વરગીતોથી પંખીઓએ પ્રકૃતિનું હૈયું ભરી દીધું છે.

ઓ યમુના ! ઉઠ, ઉભી થા, હું તને અહીંથી લઇ જવા આવ્યો છું.

આ શુષ્ક જગતથી દૂર એવી કોઇ સુંદર વાટિકામાં હું તને ઉપાડી જવા આવ્યો છું. ત્યાં સનાતન યૌવન છે, પ્રેમ છે અને ભાવનાની સુગંધથી જીવન પરિમલ ઝીલે છે.

ઓ યમુના ! ચાલ, ત્યાં આપણે આપણું સ્વર્ગ સજાવીશું. કોઇ સજીવન પ્રેરણાથી અંતર ભરી દઇશું' કહી એણે યમુનાના શીતલ કપોલ ઉપર હાથ મૂક્યો.

પણ યમુના ફરી વાર જાગી નહિ. એના એક પણ અંગમાં ફરી વાર ચેતન સળવળ્યું નહિ. કાષ્ટના કોઈ બળી ગયેલા ટુકડા જેમ એ પડી રહી.

'ઓ યમુના ! ઓ યમુના !' રુદનઘેરા સ્વરથી દિશાઓ પીગળાવતો રામમોહન બોલતો હતો.

' મારા ખંડિત જીવનને તારા પ્રેમપીયૂષથી સાંધીદે, તારા પૂનિત પ્રવાહથી મારો જીવનપંથ ઉજળો કરી દે, મારા પ્રાણ !

છતાં યમુના બોલી નહિ.

રડતા રડતા સતીશબાબુ કહેતા હતા ' સીતા એના રામને ફરી મળી શકી નહિ. ઓ પ્રભુ ! '



# સોહાગ રાત

મંજરી આજ કોઈ અકથ્ય આનંદથી ઉછળી રહી હતી. વસંતમાં કેશુડા ઉઘડે એવા એના ઉઘડેલા યૌવનના થનગનાટમાંથી એ આનંદ નીતરી રહેતો હતો.

શયનખંડમાંથી બહાર આવી એ થોડી વાર ઝરૂખામાં ઉભી રહી. મછુવા બજારના ધોરી માર્ગ ઉપર માણસો કીડી પેઠે ઉભ-રાવા લાગ્યા હતા. એક તો આ બજાર વેશ્યાઓનો લતો અને ઓછામાં પૂરી આજે શ્રાવણી પૂર્ણિમા હતી. સંધ્યા નમી ગઈ હતી અને સૌભાગ્યમુખી ચંદ્રિકા એના ધવલ પટાંતરમાંથી બહાર નીકળે એનું દર્શન પામવા હજારો આંખડીઓ આકાશમાં મીટ માંડી રહી હતી.

ટાંગાઓ, વીકટોરીયાઓ અને મોટરોની ધમાલથી જીવન કેટલું વ્યાધીરત છે એનું મંજરીને ભાન થયું. કેટલાક ઇસ્કીઓ માથા ઉપર સુંદર રંગબેરંગી સાફા બાંધી બંકીછટાથી ચાલ્યા જતા હતા અને કેટલાક તો એમના વિલાસપ્રિય આનંદને વ્યક્ત કરવા મુક્તકંઠે એકાદ પ્રણયગીતની લહરી ઉડાવતા હતા.

પણ મંજરીને એ યુવાનો તરફ મીટ માંડવાની પડી નહોતી. કોઇ કલ્પનામાં એ ગુંચવાઇ ગઇ હતી. ભૂતકાળના જીવનના કોઇ રેશમી પડદાને ચીરી એ સ્મરણને તાજું કરવામાં ગુંથાયેલી હતી.

સંધ્યા નમતી જતી હતી અને એની ગુલાબી પગપાનીથી રંગાયેલા આકાશની પગદંડી હળવે હળવે કસુંબલ થતી જતી હતી. મંજરીએ એ જોયું અને એ અંદર ચાલી ગઇ.

'લતીકા!' અંદર જતાં જ દાસીને એણે બોલાવી એટલે એ આવીને હાજર થઇ. 'અહો! આજની રાત કેટલી સુંદર છે? કેટલી સુંદર? જાણે એવું થાય છે કે મારા બધા ય સુંદર વસ્રાલંકારો પહેરી હું એના જેવી જ સોહાગણી બની રહું! જાણે આ જીવનને વિસ્મૃત કરી દઉં અને ભૂતકાળના મારા પવિત્ર અને ઉજ્જવલ જીવનના પડદા પાછળ ઢંકાઇ જાઉં! પણ અરેરે!–એણે એક ઉંડો નિસાસો મૂકાયો એના ઉરની વ્યથા એના મુખમંડળ ઉપર ચિતરાઇ ગઇ.

લતીકા એની શેઠાણીના શબ્દો સાંભળતી હતી. એણે કહ્યું. 'તમારે કંઇ જોઇએ છે શેઠાણી?' સ્વપ્નમાંથી જાગૃતિમાં સરતી હોય એવા ઉત્કંઠિત સ્વરે મંજરી બોલી, 'હા, હા, મારા બધાં ય વસ્ત્રો બહાર કાઢ. બધાં સુંદર, રંગ બેરંગી, રેશમી મલમલના. એ લતીકા! જોઉં છું મને એમાંથી કયા વધુ શોભે છે!'

એટલું કહી એ સ્નાન કરવા ચાલી ગઇ.

એણે ઝટપટ સ્નાન કરી લીધું. પાછી ફરી જોયું તો એના પલંગ ઉપર લતીકાએ વસ્ત્રોનું સુંદર પ્રદર્શન ભર્યું હતું.

સામે જ ગોઠવેલા દર્પણમાં મોઢું જોઇ એણે એક મધુર ભાવમય સ્મિત કર્યું. પછી એણે એક પછી એક વસ્ત્ર પહેરવા માંડયું. રેશમી બુટ્ટા ભરેલી ચોળી, ઘેરદાર નીલારંગનો બનારસી કારીગરીનો ચણીયો, દરીયામોજાની ઉંચી ભાત ભરેલી સાડી. ઓહ! જાણે એના સ્વરૂપથી અંજાઇ સ્વર્ગનો ઇંદ્ર અચાનક પૃથ્વિ તટે ઉતરી પડશે એવી એ મનોહર લાગતી હતી.

ગઇ કાલે જ મોટી બજારમાંથી ખરીદેલા ઓસ્ટ્રેલીઆના દંતીયા વડે એણે અલકલટોને ચીપી ચીપીને ગુંથી લીધી. ચાંદીની કચ્છની બનાવટની એક પીન આડી ખોસી દીધી. એણે વેણી ગુંથવા માંડી અને તેમાં કેશુડાંનાં ફુલ ખોસી અલંકૃત કરી લીધી.

દર્પણમાં જોઈ જોઈ એનું વદન પ્રફુલ્લીત થતું હતું. જાણે એના ઉરમાં ઉછળી રહેલી ઊર્મિ કવિતાના વેગે બહાર ધસી પડવા ઉતાવળી બનતી હતી. ' લતીકા ! ઓ લતીકા ! ' ફરી વાર એણે લતીકાને બોલાવી.

એ આવીને હાજર થઈ. એની શેઠાણીના સ્વરૂપથી અંજાઈ એ આછું આછું મરકતી હતી.

' જાને જરા નીચેથી રાધેશ્યામ પાન વાલાની દુકાનેથી પાંચ પટ્ટી લઈ આવ. સહેલાણીઓને આવવાનો વખત થયો છે. હમણાં જ તેઓ આવીને તને પુછશે, ' બુલબુલનું સંગીત અને પ્રેમની શરાબીથી જે કલકત્તાને મુગ્ધ કરે છે એ વસંતની મધુરી મંજરી ક્યાં છે ? ' ફરી એણે જોરથી એક અટ્ટહાસ્ય કર્યું અને અંદરના ખંડમાં વીજળી જેમ ચાલી ગઈ.

શયનખંડમાં આવી એણે અલંકારોનો દાબડો ઉઘાડ્યો. હજુ એના યૌવન ઉપર સુવર્ણની અંજલિ છાંટવાની બાકી હતી. સાચા મોતીના એરીંગ અને મીનો ભરેલાં આરસી કંકણ, મોતી અને હીરા ગુંથેલો ચંદ્રહાર ! એ બધું સજવા એ તૈયારી કરતી હતી. ત્યાં તો લતીકા ઉમંગભર એના ખંડમાં આવી.

' ગઈ કાલ વાળા સજ્જન પધારે છે બાપુ સાહેબ. '

મંજરી ઉભી થઈ. અતિથિને સત્કારવા એનું ઉર અધીરૂં બન્યું. ફરાની ગાલીચો બીછાવી એણે વચ્ચો વચ્ચ હારમોનિયમ મૂકી દીધું. સુંદર, પારીસનું. એના સુરમાં અમૃતની ધારા હતી. કંઠમાં કોકિલા ગુંજતી હતી. એની ગીતશ્રેણીએ વાતાવરણને કોઈ મધુર સંગીતથી ભરી દીધું.

પ્રેમ નગરમેં બનાઉંગી ઘર મેં

ત જ કે સબ સંસાર

પ્રેમકા આંગન, પ્રેમ છત
ઔર પ્રેમકે હોંગે દુવાર
પ્રેમ સુધાસેં સ્નાન કરૂંગી
પ્રે મ સેં હો ગા શૃં ગા ર

કટકટ, કટકટ, દાદરા ઉપર કોઇના ધીરા પગલાનો અવાજ આવતો હતો. થોડી વારમાં ઉંચો છેલબટાઉ યુવાન દેખાયો.

એણે સુંદર કાસ્મીરાનો ચેસ્ટરકોટ પહેર્યો હતો. માથે વાંકી મુંબઇના સહેલાણીઓ પહેરે છે એવી વેલ ભરેલી ટોપી અને પગમાં કલકત્તાના ચમકતા બુટ. ઉર્વશીને મુગ્ધ કરવા જાણે સ્વયં ભગવાન કુસુમશર ત્યાં ઉતર્યા ન હોય એવી એની પ્રતિભા હતી. એના પગલે પગલે વાતાવરણ સજીવ થતું હતું.

ગૃહદ્વારમાં જ્યારે એ આવીને ઉભો એટલે મંજરીએ ગીત બંધ કર્યું.

'પધારો.' સસ્મિત આવકાર આપી એણે અતિથિને સત્કાર્યો.

'ગઇ કાલે હું તારા ગીતોથી ધરાયો નહોતો. આજે ફરી વાર એ સાંભળવા આવ્યો છું. ઓ મંજરી! મહુવા બજાર તારા વગર તો સૂની સૂની જ લાગે. તારો આ કંઠ, આ મધુર હલક! હૃદયને ઉન્મત્ત બનાવી મૂકે એવા પ્રણયગાન વગર જીવન જાણે મૂંગુ, શાંત, રૂદન જેવું કરૂણ લાગે.

આછું હાસ્ય મલકાવતી મંજરી બોલી, 'તમારી પ્રશંસાનો આભાર માનું છું. મારો તો આ ધંધો જ છે. એમાં હું પારંગત બનવા પ્રયત્ન ન કરૂં તો મારા ગૃહદ્વારમાં કોણ ઉભું રહે?'

અતિથિ નીચે ગાલીચા ઉપર બેસી ગયો અને મંજરીના અનુપમ લાવણ્યને આતુર નયને નીરખવા લાગ્યો. એણે કહ્યું 'તમે આ ધંધો ક્યારથી કરો છો?'

મંજરીએ હારમોનીયમ ઉપરથી હાથ નીચો લઇ

લીધો અને તેને દૂર હડસેલી દાબડીમાંથી પાનની બે પટ્ટી કાઢી, અને કહ્યું 'નાનપણથી જ જ્યારે હું છેક નહાની હતી, ત્યારથી હું ગાવાની શોખીન હતી. મારા માતુશ્રી...' તે અટકી ગઇ.

અતિથિએ ધીમું હાસ્ય કર્યું 'તમે અટકી ગયાં ? આગળ લંબાવવાથી શું નુકશાન જવાનું છે ?

'પણ આપણે બીજા જ વિષય ઉપર ઉતરી જઇએ છીએ.' મંજરીએ સ્વાસ્થ્ય કેળવતા અતિથિને મૂળ વિષય ઉપર આવવા કહ્યું.

'મને તમારા જીવન વિષે જાણવામાં બહુ મજા પડશે' અતિથિએ આગ્રહ કર્યો.

'પણ તમે જે માટે આવ્યા છો એ આ નથી. તમને મારાં ગીતો પ્રિય છે. મને એ સંભળાવવાની તક આપો.' મંજરી બોલી.

'તમારૂં જીવન જ કદાચ એકાદ ગીત જેવું નહિ હોય એની શી ખાત્રી ?'

'ત્યારે સાંભળો' કહી મંજરીએ પાનની પટ્ટી અતિથિને આપી. અને બીજી પોતે ગલોફામાં ચડાવી. એક ઊંડો વેદનાભરેલો નિસાસો નાખી એણે શરૂ કર્યું:

'અહીંથી દૂર દૂર એવા કાઠિયાવાડના એક ગરિબ વાણીયાની હું દીકરી છું. છતાં અત્યારે અહીં આવીને પડી છું એ કેટલું અજાયબીભરેલું લાગે છે ? મારૂં લગ્ન પંદરમે વરસે થયેલું, ત્યારે મારા જીવનમાં વસંત બેઠી હતી. હું જે કંઇ જોતી એમાં આનંદની ભરતી અને ઉલ્લાસની છોળ ઉડતી જણાતી. કોઇ અદીઠ કુસુમવેલ જેમ હું પાંગરી હતી અને મારી સુગંધ કાઠિયાવાડના એક નાનકડા ગામડામાં ઢોળતી હતી.

મુંબઇના એક આધેડ વયે પહોંચેલા શેઠીયા સાથે મારૂં જીવન જોડી દેવામાં આવ્યું. લગભગ પચાસથી ઉપર એ પહોંચ્યો હતો અને એની આગલી મૃત પત્નીનો બાળક એનો વારસદાર હતો.

મેં કહ્યું ને ત્યારે હું નવવસંતમાં પ્રવેશેલી હતી. મારા અંતરની ઊર્મિ ઉછળીને આકાશના ક્ષિતિજને પહોંચવા મથતી હતી. હું ભણેલીગણેલી અને સંસ્કારી હતી, એટલે પુસ્તકો વાંચવાની બહુ શોખીન હતી. પણ મારા પતિ જડ અને વિદ્યાની કૃપાદ્રષ્ટિથી દૂર હતા. ઘરમાં એક પણ પુસ્તક ન મળે જેથી હું મારી રસતૃષા છીપાવી શકું.

પણ વિદ્યાદેવીની મારા ઉપર કૃપા હતી, એટલે મારો માર્ગ સરળ કરવા એણે મને કર્તવ્યપંથે દોરી.

હું જે માળામાં રહેતી હતી, તેમાં મને એક પડોશી મળ્યો એનું નામ વસંતલાલ હતું—અહીં મંજરીએ થોડી વાર વિસામો લીધો અને સામે બેઠેલા અતિથિના મોઢા ઉપર એક દ્રષ્ટિ નાખી.

કોઈ કલ્પનાની પગદંડીએ જાણે એ ચડી રહયો હોય એમ એના મુખ ઉપરની રેખાઓ કહી આપતી હતી. જાણે કોઈનું સ્મરણ એના માનસચક્ષુ સમીપ તરવરી આવતું ન હોય એવી વેદના એ મોઢા ઉપર પથરાયેલી હતી.

મંજરીએ દ્રષ્ટિ પાછી ખેંચી લીધી અને આગળ ચલાવ્યું. હું વસંતલાલ પાસેથી પુસ્તકો માંગીને વાંચવા લાગી. એ મને કાલિદાસનું શાકુંતલ આપતો અને જયારે એ પૂરું કરી બીજું માગવા દોડી જતી ત્યારે એની આંખોમાં પ્રેમની અલક્ષ્ય જ્યોત જગાવી એ મને પૂછતો, 'તમને શકુંતલા કેવી લાગી? કોઇ દુષ્યંત તમને એમ તિરસ્કારી કાઢી ધકેલી દે તો ફરી વાર એના પ્રેમની ભિક્ષા માંગવા એના ગૃહદ્વારમાં જાઓ ખરા?' ત્યારે હું શરમાઇને કહેતી 'મારે કોઇ દુષ્યંત નથી એટલે હું કોઇની શકુંતલા ન બની શકું. મારા પતિને હું શ્રધ્ધા, અને ભકિતભાવે ભજું છું અને તેના ચરણે મારું જીવનધન ધરાવીને બેઠી છું'

પણ એ શબ્દો મારા હૃદયના ન્હોતા એ તે બરાબર

જાણતો હતો. પચાસ વર્ષનો ધરડો ભરથાર મારા જીવનમાં શી પ્રણયભાવના જગાવી શકે એમ હતો એ વસંતલાલના ધ્યાન બહાર નહોતું.

એ દિવસનું સ્મરણ છે, જ્યારે હું વસંતલાલ પાસે બીજુ પુસ્તક માંગવા ગઈ હતી. આજથી સાત વર્ષ પહેલાં આજના જેવી જ એ શ્રાવણની પૂર્ણિમા હતી.

મારા પતિ દિવસના થાકથી કંટાળી પોઢી ગયા હતા. એમનો પુત્ર અમારી સાથે રહેતો જ નહોતો. કોઈ અલાયદા આવાસમાં એના દુઃખી દિવસો એ ગુજારતો હતો.

એ તક લઈ હું વસંતલાલ પાસે ગઈ. અગાશીમાં આરામખુરશી ઉપર પહોળા પગ નાખી એ કંઈક વાંચી રહયા હતા. આકાશમાં શુભ્રમુખી પૂર્ણિમા સોળે કળાએ ઉઘડી હતી. એના રૂપરૂપના અંબાર જેવા ધવલ નેત્રમાંથી પીયુષ ટપકી રહ્યું હતું.

મને જોઈને વસંતલાલ ખુરશીમાં બેઠા થયા અને કહ્યું 'મંજરી આજ તો તું અહીં બેસ' કહી એ ઉભા થયા અને મને પરાણે ખુરશીમાં બેસાડી. એણે નીચે સ્થાન લીધું.

'કહે, કેમ આવી છે ?' શરૂઆત કરતાં એણે પૂછ્યું. 'પુસ્તક લેવા.' મેં ટુંકામાં પતાવ્યું. 'આ વખતે વિક્રમ અને ઉર્વશીનું પેલું નાટક આપજો.' એની આંખોમાં કોઈ મધુર જ્યોતિ ઝગઝગી રહી. એના હોઠ ઉપર જાણે મેઘધનુષ્ય ચિતરાઈ ગયું. આછું સ્મિત મલકાવી એણે કહ્યુ 'એ બધાં પુસ્તકોનાં થોથાં પળવારમાં વંચાઈ જાય, એવું કંઈક હું તને આપું તો ?'

'શું ?' સસ્મિત મેં પૂછ્યું.

'મારૂં હૃદય.' કહી વસંતલાલ ઉભા થયા. એની કોઈ વેરી વાસના સળગી ઉઠી 'ઓ મંજરી ! મારૂં હૃદય વાંચી જો' એણે કહ્યુ 'એમાં તું જે માગશે એ બધું યે છે. તું મારી શકુંતલા બની

રહે. ' એની વાણીમાં કારુણ્ય ટપકતું હતું.

'પણ મારે એક દુષ્યંત તો છે. એને હૃદય નથી તો શું થયું? પણ લોકો શું કહેશે?' આંખમાં આંસુ લાવી મેં કહ્યું.

'તું એને ભૂલી જા. જેને હૃદય ન હોય એ હંમેશા આંધળા જ હોય છે. ઓ મંજરી! તારા યૌવનપુષ્પને ઉઘડતું જોવાની એણે કદી યે તસ્દી લીધી નથી. તારી મૃદુલ પ્રેમભાવનાને પંપાળવાની એણે કદી યે દરકાર કરી નથી. એ તારો દુષ્યંત નથી, એ તારો પતિ નથી. કહી વસંતલાલે મને બન્ને હાથે પકડી ઉભી કરી અને એના ઉકળતા હૈયા સાથે દાબી દીધી. મારા હોઠ ઉપર ચુંબન કરી એણે ફરી વાર કહ્યું. 'મંજરી! હું તારા જીવનમાં સ્વર્ગ ઉતારીશ. આપણે એકબીજાને ઓછાંયે પળીશું. આપણે નવું જીવન સજાવીશું. માત્ર તું મારી શકુંતલા બની રહે.'

ત્યારે મારી આંખો અંધ બની ગઇ હતી. વસંતલાલના કોમલ હોઠના સ્પર્શે હું જાણે કોઇ કુસુમથી ઉઘડેલા નંદનવનમાં સ્વપ્ન વિહાર કરી રહી હોઉં એવું મને લાગ્યું. ભ્રમિતચિત્ત બની હું એના કંઠે વળગી પડી અને કહ્યું ' ઓ મારા દુષ્યંત! તારા સ્પર્શથી હું સ્વર્ગ અનુભવું છું. આજથી મારૂં જીવનધન હું તારા ચરણે ધરૂં છું.' કહી મેં એના પગની રજ લઇ માથે ચડાવી. બસ તે જ રાત્રિએ હું પતિતા બની ચૂકી અને મેં નવા પ્રણયસંસારમાં પ્રવેશ કર્યો.

પણ મારૂં એ સ્વપ્ન બહુ વાર ટકી શક્યું નહિ. સવારના ઝાકળબિન્દુ જેમ એ અદ્રશ્ય થઇ ગયું. મારા વૃધ્ધ પતિના મરણ પછી એની આગલી સ્ત્રીનો પુત્ર બધી માલમીલ્કતનો વારસ ઠર્યો અને હું અભાગિની આ રસ્તાની ધૂળમાં રખડવા લાગી.

ફરી વાર મંજરીએ વિસામો લીધો અને એક ઉંડો નિસાસો નાખી આગળ ચલાવવાની તૈયારી કરી ત્યાં તો અતિથિએ સામેથી

જાણતો હતો. પચાસ વર્ષનો ઘરડો ભરથાર મારા જીવનમાં શી પ્રણયભાવના જગાવી શકે એમ હતો એ વસંતલાલના ધ્યાન બહાર નહોતું.

એ દિવસનું સ્મરણ છે, જ્યારે હું વસંતલાલ પાસે બીજું પુસ્તક માંગવા ગઇ હતી. આજથીં સાત વર્ષ પહેલાં આજના જેવી જ એ શ્રાવણની પૂર્ણિમા હતી.

મારા પતિ દિવસના થાકથી કંટાળી પોઢી ગયા હતા. એમનો પુત્ર અમારી સાથે રહેતો જ નહોતો. કોઇ અલાયદા આવાસમાં એના દુ:ખી દિવસો એ ગુજારતો હતો.

એ તક લઇ હું વસંતલાલ પાસે ગઇ. અગાશીમાં આરામખુરશી ઉપર પહોળા પગ નાખી એ કંઇક વાંચી રહયા હતા. આકાશમાં શુભ્રમુખી પૂર્ણિમા સોળે કળાએ ઉઘડી હતી. એના રૂપરૂપના અંબાર જેવા ધવલ નેત્રમાંથી પીયૂષ ટપકી રહ્યું હતું.

મને જોઇને વસંતલાલ ખુરશીમાં બેઠા થયા અને કહ્યું 'મંજરી આજ તો તું અહીં બેસ' કહી એ ઉભા થયા અને મને પરાણે ખુરશીમાં બેસાડી. એણે નીચે સ્થાન લીધું.

'કહે, કેમ આવી છે?' શરૂઆત કરતાં એણે પૂછ્યું. 'પુસ્તક લેવા.' મેં ટુંકામાં પતાવ્યું. 'આ વખતે વિક્રમ અને ઉર્વશીનું પેલું નાટક આપજો.' એની આંખોમાં કોઇ મધુર જ્યોતિ ઝગઝગી રહી. એના હોઠ ઉપર જાણે મેઘધનુષ્ય ચિતરાઇ ગયું. આછું સ્મિત મલકાવી એણે કહ્યું 'એ બધાં પુસ્તકોનાં થોથાં પળવારમાં વંચાઇ જાય, એવું કંઇક હું તને આપું તો?'

'શું?' સસ્મિત મેં પૂછ્યું.

'મારૂં હ્રદય.' કહી વસંતલાલ ઉભા થયા. એની કોઇ ઘેરી વાસના સળગી ઉઠી 'ઓ મંજરી! મારૂં હ્રદય વાંચી જો' એણે કહ્યું 'એમાં તું જે માગશે એ બધું યે છે. તું મારી શકુંતલા બની

રહે.' એની વાણીમાં કારૂણ્ય ટપકતું હતું.

'પણ મારે એક દુષ્યંત તો છે. એને હૃદય નથી તો શું થયું? પણ લોકો શું કહેશે?' આંખમાં આંસુ લાવી મેં કહ્યું.

'તું એને ભૂલી જા. જેને હૃદય ન હોય એ હંમેશા આંધળા જ હોય છે. ઓ મંજરી! તારા યૌવનપુષ્પને ઉઘડતું જોવાની એણે કદી યે તસ્દી લીધી નથી. તારી મૃદુલ પ્રેમભાવનાને પંપાળવાની એણે કદી યે દરકાર કરી નથી. એ તારો દુષ્યંત નથી, એ તારો પતિ નથી. કહી વસંતલાલે મને બન્ને હાથે પકડી ઉભી કરી અને એના ઉકળતા હૈયા સાથે દાબી દીધી. મારા હોઠ ઉપર ચુંબન કરી એણે ફરી વાર કહ્યું. 'મંજરી! હું તારા જીવનમાં સ્વર્ગ ઉતારીશ. આપણે એકબીજાને ઓછાંયે પળીશું. આપણે નવું જીવન સરજાવીશું. માત્ર તું મારી શકુંતલા બની રહે.'

ત્યારે મારી આંખો અંધ બની ગઇ હતી. વસંતલાલના કોમલ હોઠના સ્પર્શે હું જાણે કોઇ કુસુમથી ઉઘડેલા નંદનવનમાં સ્વપ્ન વિહાર કરી રહી હોઉં એવું મને લાગ્યું. ભ્રમિતચિત્ત બની હું એના કંઠે વળગી પડી અને કહ્યું 'ઓ મારા દુષ્યંત! તારા સ્પર્શથી હું સ્વર્ગ અનુભવું છું. આજથી મારું જીવનધન હું તારા ચરણે ધરું છું.' કહી મેં એના પગની રજ લઇ માથે ચડાવી. બસ તે જ રાત્રિએ હું પતિતા બની ચૂકી અને મેં નવા પ્રણય-સંસારમાં પ્રવેશ કર્યો.

પણ મારું એ સ્વપ્ન બહુ વાર ટકી શક્યું નહિ. સવારના ઝાકળબિન્દુ જેમ એ અદ્રશ્ય થઇ ગયું. મારા વૃધ્ધ પતિના મરણ પછી એની આગલી સ્ત્રીનો પુત્ર બધી માલમીલ્કતનો વારસ ઠર્યો અને હું અભાગિની આ રસ્તાની ધૂળમાં રખડવા લાગી.

ફરી વાર મંજરીએ વિસામો લીધો અને એક ઉંડો નિસાસો નાખી આગળ ચલાવવાની તૈયારી કરી ત્યાં તો અતિથિએ સામેથી

પૂછ્યું :

'તમારા હૃદયનાથ વસંતલાલે ત્યારે શું તમને જરા પણ મદદ કરી નહિ ?'

'ના, મારા પતિના મૃત્યુ પછી એ પણ ક્યાંક અદ્રશ્ય થઇ ગયો. અને મારા જીવનમંદિરમાં દીપક હોલવતો ગયો.'

અતિથિ કંઇ પણ બોલ્યો નહિ. જાણે કોઇ અપાર વેદનાથી એનું અંતર દુઃખી રહ્યું હોય એવું દુઃખ એ અનુભવવા લાગ્યો. ફરી વાર એણે પૂછ્યું, 'શું એણે તમને કદી કાગળ પણ ન લખ્યો ? કદી તમારી ભાળ પણ ન કાઢી ?'

'ના.' મંજરીએ કહ્યું. 'આજ સાત સાત વર્ષ થયાં હું એની માર્ગદર્શના કરતી બેઠી છું. કોઇ દિવસ હું એને મળી શકીશ. મારૂં હૃદય ચીરી બતાવી શકીશ કે હું એ જ તારી શકુંતલા છું. તારા પ્રેમની ભિક્ષુક, ફરી વાર તારા દ્વાર ઉપર એનો અહાલેક જગાવા આવી છું.'

'પણ એ તમને તિરસ્કારી કાઢશે તો ?' અતિથિએ ગર્વમિશ્રિત દ્રષ્ટિએ મંજરી સામું જોઇને પૂછ્યું.

'તો હું એના ચરણમાં પડી એને વિનવીશ. એને કહીશ, હું મારૂં હૃદય લેવા પાછી આવી છું. આજથી સાત વર્ષ પહેલાં અજ્ઞાનતાએ, ભોળપણે, જે મૂલ્યવાન તને આપી દીધું હતું, એ અમૂલ્ય હું યાચું છું.' કહી મંજરી ઉભી થઇ ગઇ અને ઝરૂખામાં ગઇ. આકાશમાં શ્રાવણની પૂર્ણિમા ઉઘડી હતી અને એના મૃદુલ સ્વરૂપભર્યાં નેત્રમાંથી અમૃતની ધારા વહેતી હતી.

અતિથિ એમને એમ કોઇ ધ્યાનમાં પડેલા મૂઢ અજ્ઞાની જેમ બેઠો હતો.

ઝરૂખામાંથી પાછી ફરીને મંજરીએ ઉંચે સ્વરે કહ્યું, 'લતીકા! ઓ લતીકા !

લતીકા અવનત મસ્તકે આવીને ઉભી રહી.

'જો તો બહાર કેવી ચાંદની રેલાય છે ? જાણે ગંગાનો પૂનિત પ્રવાહ ! ઓ લતીકા ! જા ને ! સુખડના સુગંધી તેલની દીપ માલાઓ લઇ આવી બધે ગોઠવી દે.

ઉઘડેલા માલતીમંડપમાંથી કુસુમમાલાઓ લાવી મારી શય્યામાં વેરી દે. આજે મારી સોહાગ રાત છે.'

'તમારી સોહાગ રાત છે ?' લતીકા લાવણ્યભરી દ્રષ્ટિએ પૂછ્યું.

'હા, હા, આજ મારી સોહાગ રાત છે. આજ શ્રાવણી પૂર્ણિમા છે. સાત વર્ષ પહેલાં આવી જ એક રાત્રિ ઉઘડી હતી અને મારા જીવનને કોઇ અદ્દભૂત સ્પર્શ કરી પાવન કર્યું હતું. એ રાત્રિ પાછી ઉઘડી છે. મારૂં વ્યાકુલ હૃદય આજ ફરી વાર થનગને છે. મારા જીવનમાં આનંદ ઉભરાઇ જાય છે. ઓ લતીકા ! આવી રાત્રિએ પ્રેમીઓ એમની કીકરીઓને મળે છે. ચકોરો ચંદ્રને ભેટે છે. મારૂં હૃદય જાણે એવું જ કહે છે. મારા પ્રિયતમને જાણે આજે હું મળી શકીશ એમ મારા અંતરની વાણી મને કહે છે. જા, જા, મારા સુવર્ણાલંકારો લઇ આવ. આજ બધાં ય અંગ ઉપર ધારણ કરી હું એમને સસ્મિત ભેટી શકીશ અને મારા યૌવનનો ઉપહાર એના ચરણમાં ધરાવી હું કહીશ 'દેવ, મારી પૂજા સ્વીકારો.'

લતીકા ચાલી ગઇ. અતિથિએ મંજરીને ધારી ધારીને જોવા માંડી. હવે એ તેની નજીકમાં આવીને બેઠી હતી

'તમે શું વિચાર કરો છો, અતિથિ ?' મંજરીએ મૃદુલ સ્વરે પૂછ્યું.

'કંઇ નહિ. હું મારા જીવન વિષે વિચાર કરી રહયો હતો.' અતિથિએ સંકોચપૂર્વક જણાવ્યું.

'મને તમારા જીવન વિશે નહિ કહો ? હું એ જાણવા